# ભૂગોળવિદ્યા.

## ભાગ ૧ લો.



મુંબઈ.

"જગમિત્ર પ્રિંટિંગ પ્રેસમાં" છાપ્યું છે.

૧૮૮૬,

કિંમત ૩ આના.

२६६६

# भूगोळ विद्या.

ભૂગોળવિદ્યા—પૃથ્વિના ગોળાનું વર્ણન.

ગોળાનો આકાર—કાંઈક નારંગીને મળતો. ઉપલી તથા નિચલી બાજુપરથી થોડો ચપટો છે.

(પૃથ્વી ગોળ છે તે નીચલા કારણોથી સાબીત થાયછે.)

૧—લું. જે શખ્સો વહાણમાં બેસીને પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યા છે તેઓ જે ઠેકાણેથી નીકળ્યા હતા તેજ ઠેકાણે આડા અવળા વળ્યા શિવાય પાછા આવ્યા. જો ચપટી હોત તો પાછા તેને તેજ ઠેકાણે આવત નહીં.

૨—જું. જ્યારે કોઈ વહાણ આપણી પાસેથી હંકારીને જેમ જેમ દૂર જતું જાય છે તેમ તેમ તેનો નિચેનોભાગ દેખાતો બંધ થાય છે, અને છેલ્લે તેનો ડોલ દેખાઈ પછી તદન દેખાતું બંધ થાય છે.

૩—જું. પુનમને દિવસે જ્યારે ચંદ્રગ્રહણ થાય છે ત્યારે પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર ગોળ દેખાય છે.

૪—થું. ઘણે દૂર ઉભારહીને કોઈ ઉંચો પહાડ કે મ્હોટો ડુંગર જોઇએ છીએ ત્યારે પહેલ વહેલી તેની ટોંચ દેખાયછે પછી જેમ જેમ પાસે જતા જઇએ છીએ તેમતેમ તેનો સઘળો ભાગ દેખાતો જાયછે.

એ શિવાય બીજા ઘણા દાખલાથી સાબીત થાયછે કે પૃથ્વી ગોળ છે.

## પૃથ્વીની ગતિ.

જેમ ચંદ્ર સૂર્ય વગેરે ગ્રહો આકાશમાં અધ્ધર રહેલાછે તેમ જે પૃથ્વી ઉપર આપણે વસીએ છીએ તે પણ એક ગ્રહ છે, અને તે પણ તેઓની માફક કોઈના આધાર કે ટેકા વગર અધ્ધર રહેલી છે.

પૃથ્વી પોતાની ધરી ઉપર ૨૪ કલાકમાં ફરી રહે છે, તેથી દહાડો અને રાત્ર થાય છે. જે પાસું સૂરજ ભણી હોયછે ત્યાં દહાડો હોય છે, અને જે પાસું સૂરજ ભણી નથી હોતું ત્યાં રાત્ર હોયછે.

પૃથ્વી જે વખતે પોતાની ધરી ઉપર ફરેછે, તેજ વખતે તે સૂર્યની આસપાસ ફરેછે, અને એ ફેરો પૂરો કરતાં ૩૬૫ દિ. ૫ ક. ૪૮ મિ. અને ૪૭ સેકન્ડ. લાગેછે, જેથી વર્ષ થાયછે તથા રૂતુઓના ફેરફાર થાયછે. એપ્રમાણે પૃથ્વીને ફરવાની બે ગતિ છે.

---

## દિશાઓ તથા ખુણા.

દિશાઓ ચાર છે. પૂર્વ અથવા ઉગમણી, પશ્ચિમ અથવા આથમણી, ઉત્તરઅને દક્ષિણ.

સવારે જે દિશામાં સૂરજ પહેલ વહેલો ઉગતો દેખાયછે તે દિશાને ઉગમણી કે પૂર્વ દિશા કહેછે. સાંજે જે દિશામાં સૂરજ આથમતી વખતે છેલ્લો દેખાય છે, તે દિશાને આથમણી કે પશ્ચિમ દિશા કહેછે. પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા રહીએ તો ડાબા હાથ તરફનીને ઉત્તર દિશા, અને જમણા હાથ તરફનીને દક્ષિણ દિશા કહે છે.

પૂર્વ અને દક્ષિણની વચ્ચે આવેલા ખુણાને ( અગ્નિ ) દક્ષિણ અને પશ્ચિમની વચ્ચે આવેલાને (નૈરૂત્ય,)પશ્ચિમ અને ઉત્તરની વચ્ચે આવેલાને (વાયવ્ય) અને ઉત્તર અને પૂર્વની વચ્ચે આવેલા ખુણાને (ઈશાન) ખુણો કહેછે.

---

## નકશાની દિશાઓ.

આખી પૃથ્વીનો કે તેના કોઈ ભાગનો નમુનો પાડેલો હોય તેને નકશો કહેછે.

નકશાની સામે મોં કરીને ઉભા રહીએ તો આપણા માથાના સામી ઉપલી ઉત્તર, આપણા પગ તરફની નીચલી દક્ષિણ, આપણા જમણા હાથ તરફ આવેલી પૂર્વ, અને ડાબા હાથ તરફ આવેલીને પશ્ચિમ દિશા કહે છે.

---

## પૃથ્વીની સપાટી.

પૃથ્વીના આખા ગોળાની સપાટી, જમીન અને પાણીની બનેલીછે, તેમાં ત્રણ ભાગમાં પાણી છે અને એક ભાગમાં જમીન છે.

---

## જમીનના મોટા ભાગ.

એ ગોળાના બે ભાગ કરેલા છે તેમાં એકને પૂર્વ ગોળાર્ધ અને બીજાને પશ્ચિમ ગોળાર્ધ કહેછે. એ બેઉ ભાગમાં છ ખંડ આવેલાછે, તેમાં પૂર્વ ગોળાર્ધમાં યૂરોપ, એશિઆ, આફ્રિકા, અને ઓશિયાન્યા( આસ્ટ્રેલિઆ અને એની આસપાસના બેટો તથા પાસિફિક મહાસાગર માંહેલા સઘળા નહાના બેટ સહિત ) એવા ચાર ખંડ છે. પશ્ચિમ ગોળાર્ધમાં ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકા એવા બે ખંડ આવેલા છે. પશ્ચિમ ગોળાર્ધમાં આવેલો અમેરિકાખંડ કોલમ્બસ નામના વહાણવટીએ ઈ. સ.૧૪૯૨માં શોધી કહાડયો ત્યારથી એને નવી દુનીઆ અને પૂર્વ ગોળાર્ધને જુની દુનીઆ કહેછે.

**એશિઆ**—યૂરોપ ખંડની પૂર્વમાં છે.
**યુરોપ**—એશિઆ ખંડની પશ્ચિમે છે.
**આફ્રિકા**—યૂરોપ ખંડની દક્ષિણે છે.
**ઉત્તર અને દક્ષિણ અમેરિકા**—યૂરોપખંડ અને આફ્રિકા ખંડની પશ્ચિમે છે.
**આસ્ટ્રેલિઆ**—એશિઆ ખંડના અગ્નિ ખૂણામાં છે.

## પાણીના મોટા ભાગ.

પૃથ્વીની સપાટીપર જે ખારૂંપાણી છે તેના પાંચ મોટા ભાગ કર્યાછે.
**ઉત્તર મહાસાગર**—ઉત્તર ધ્રુવની આસપાસ છે.
**દક્ષિણ મહાસાગર**—દક્ષિણ ધ્રુવની આસપાસ છે.
**પાસિફિક મહાસાગર**—એશિઆ અને અમેરિકાની વચ્ચેછે.
**આટલાન્ટિક મહાસાગર**—અમેરિકાનીપૂર્વે અને યૂરોપ તથા આફ્રિકાની પશ્ચિમે છે.
**હિંદી મહાસાગર**—એશિઆની દક્ષિણે છે.

## જમીનના રાજકિય ભાગ.

**ગામ**—જ્યાં થોડાં જુપડાંજેવાં કાદવ કે છાણ માટીનાં બાંધેલાં ઘર અને થોડી વસ્તી હોય તેને ગામ કહેછે.

**શહેર**—જેમાં છોથી બાંધેલાં ઘણાં ઘર તથા ઘણાં બજાર તથા ઘણી વસ્તી અને બોહોળો વેપાર ચાલતો હોય તેને શહેર કહેછે.

**તાલુકો અથવા પ્રગણું**—જેના તાબામાં નહાનાં નહાનાં ગામો આવેલાં હોય તેને તાલુકો અથવા પ્રગણું કહેછે.

**કસબો**—તાલુકાનું જે મુખ્ય ગામ હોય તેને કસ્બો કહેછે.

**જિલ્લો.**—જે ઘણાંએક પ્રગણાં અથવા તાલુકા મળીને થયલો હોય તેને જિલ્લો કહેછે.

**સંસ્થાન.**—રાજાઓના વસાવેલાં નહાનાં નહાનાં ખંડિયાં રાજ્યને સંસ્થાન કહેછે.

**ઈલાકો**—જેમાં ઘણાં શહેરો તથા ખંડિયાં રાજ્યો આવેલાં હોય તેને ઈલાકો કહેછે.

---

## જમીનના ભાગ.

**ખંડ**—જમીનનો મ્હોટો ભાગ જેમાં ઘણા દેશો આવેલા હોય તેને ખંડ કહેછે.

**દેશ**—નહાના નહાનાં જમીનના ભાગો એક બીજા સાથે જોડાઈ જઈ જેનોખંડ બન્યો હોયછે તેને દેશ કહેછે.

**બેટ કે દ્વીપ**—ચારે બાજુએ પાણીથી વિટલાયલા જમીનના નહાના ભાગને બેટ, દ્વીપ કે ટાપુ કહેછે.

**દ્વીપકલ્પ**—જમીનનો થોડોક ભાગ ત્રણ બાજુએ પાણીથી વીટલાયલો હોય તેને દ્વીપકલ્પ કહેછે.

**સંયોગીભૂમી**—જમીનનો જે સાંકડો ભાગ જમીનના બે મ્હોટા ભાગને જોડે છે તેને સંયોગીભૂમી કહેછે.

**ભૂશિર**—જમીનનો કીનારે આવેલો ભાગ લાંબો થઈને સમુદ્રમાં ગયેલો હોય તેની અણીને ભૂશિર કહેછે.

**જવાળામુખી પર્વત**—જે પર્વતના શિખરમાંથી ધુમાડો, બળતા પથરા અને ઉનો ઓગળેલો રસ નીકળતો હોય તેને જવાળામુખી પર્વત કહેછે.

**ડુંગર, પર્વત**—જમીનનો જે ભાગ જમીનથી ઉંચો હોય તેને ડુંગર કહેછે, અને ડુંગર કરતાં ઉંચા ભાગને પર્વત કહેછે.

**ખીણ**—ડુંગરો કે પર્વતોની વચ્ચે આવેલા નીચા પ્રદેશને ખીણુ કહે છે.

**પ્રદેશ કે મેદાન**—સપાટ જમીનના વિસતાર પામેલા ભાગને પ્રદેશ કે મેદાન કહેછે.

**ઉચ્ચ પ્રદેશ**—પહાડો ઉપર આવેલા ઉંચા પ્રદેશને ઉચ્ચ-પ્રદેશ કહેછે.

**જળક્ષેપ પ્રદેશ**—જે ઉંચી જગ્યાએથી જુદી જુદી દીશાઓમાં પાણી વહે તેને જળક્ષેપ પ્રદેશ કહેછે.

**દોઆબ**—બે નદીઓની વચ્ચે આવેલા પ્રદેશને દોઆબ કહે છે, તેમજ પાંચ નદીઓની વચ્ચે આવેલા પ્રદેશને પંજાબ કહેછે..

**બંદર**— નદી કે દરીઆકાંઠે આવેલું વહેપારનું મથક હોય ને ત્યાં વહાણો આવી શકતાં હોય તો તેને બંદર કહેછે.

---

## પાણીના ભાગ.

**મહાસાગર**—ખારાં પાણીના મોટા ભાગને મહાસાગર કહેછે.

**સમુદ્ર**—મહાસાગર કરતાં ખારાં પાણીના નહાના ભાગને સમુદ્ર કહેછે.

**અખાત**—ખારાં પાણીનો જે ભાગ ઘણોખરો જમીનથી ઘેરાયલો હોય તેને અખાત કહેછે.

**ઉપસાગર**—જે અખાતનું મોં પોહોળું હોય તેને ઉપસાગર કહેછે.

**સામુદ્રધુનિ**—પાણીના બે મોટા ભાગને જોડનારા પાણીના નહાના ભાગને સામુદ્રધુનિ કહેછે.

**નદી**—પર્વત કે સરોવરમાંથી મીઠા પાણીનો પ્રવાહ ઢળતી જગ્યામાં થઈ સમુદ્રને મળેછે તેને નદી કહેછે; એવો નહાનો પ્રવાહ થોડેક સુધી વહી આગળજતાં બીજી નદીને મળેછે તેને નાળું કહેછે; મોટી નદીમાંથી ફાંટો નીકળી નહાની નદીની માફક વહેછે તેને શાખા કહેછે; જે ઠેકાણે બે નદીઓ ભેગી થાય તેને સંગમ કહેછે.

**નદીનું—મૂળ તથા મુખ** — જે ઠેકાણેથી નદી નીકળેછે તેને તેનું મૂળ કહે છે અને જે ઠેકાણે તે સમુદ્રને કે બીજી નદીને મળે છે તે ઠેકાણાંને મુખ કહેછે.

**ખાડી**—ભરતીની વખતે સમુદ્રનું પાણી નદીમાં આવે એવું જે નદીનું પોહોળું મુખ તેને ખાડી કહેછે.

---

# એશિઆખંડ.

એ ખંડ બીજા સર્વે ખંડો કરતાં મોટોછે. એના બાર ભાગ કરેલા છે તેઓનાં નામઃ—

૧—એશિઆઈ તુર્કસ્તાન ( ટર્કીઈન એશિઆ ).
૨—આરબસ્તાન(અરેબિઆ).
૩—ઈરાન ( પર્શિઆ ).
૪—આફગાનિસ્તાન.
૫—બલુચિસ્તાન.
૬—હિંદુસ્તાન ( બ્રિટિશ બરમા સહિત ).
૭—સિંહલ દ્વીપ ( સીલોન).
૮—હિંદી ચીન( ઈનડયન ચાઈના ).
૯—ચીનાઈ મુલક ( ચાઈનીઝ એમ્પાયર ).
૧૦—તુર્કસ્તાન.
૧૧—એશિઆઈ રૂશિઆ.
૧૨—જાપાન.

એમાંના હિંદુસ્તાનની પશ્ચિમે આવેલા મુંબઈ ઈલાકા માંહેલા મુંબઈ બેટનું વર્ણન પહેલું આપ્યું છે.

# મુંબઈ બેટ.

**મુંબઈમાં** પૂર્વે **ભીમરાજા** નામનો હિંદુ રાજા રાજ્ય કરતો હતો. તેના મરણ પછી તેનો કુંવર **પ્રતાપશા** ગાદીપર બેઠો. તેના શાળા **નાગરશાએ** તેને હરાવી તેને ગાદી ઉપરથી ઉઠાડી પોતે બેઠો. ઈ. સ.૧૩૧૮માં **અલાઉદ્દીન** નામના મુગલરાજાએ મુંબઈ બેટ લીધો. આસરે ઇ. સ.૧૫૩૨માં પોરટુગીઝ લોકોનાહાથમાં આવ્યો.

ઈ. સ.૧૬૬૧માં પોર્ટુગાલના રાજાએ પોતાની છોકરી **કેથ-રાઈન** ઇંગ્લાંડના રાજા બીજા **ચાર્લ્સ** સાથે પરણાવી અને તેની પેહેરામણીમાં મુંબઇબેટ અંગ્રેજોને મળ્યો. તે વખતે તેમાં ફક્ત નારીએલ, તાડી અને મુંબલાની પેદાસ હતી. ધીમે ધીમે અંગ્રેજ લોકોએ એ બેટનો વિસ્તાર વધાર્યો. પ્રથમ સઘળી વસ્તી કોટમાં હતી અને કોટ બહાર ખેડાણ તથા પડતર જમીન હતી. કોટ ફરતો ઘણોમજબુત બાંધેલો હતો તથા તેમાં દાખલ થવાને મ્હોટા મ્હોટા ત્રણ દરવાજા હતા. દરેક દરવાજાની બેઉ બાજુપર અકેકી ખાઇ હતી જે ઓળંગીને કોટમાં જવાતું હતું. હવે ધીમે ધીમે વસ્તી વધીને ઉત્તર તરફ છેક ભાંયખલા સુધી ચીકાર થઇછે તેથી કેટલીક સગવડ થવા સારૂ ઈ. સ. ૧૮૫૩ માં એ ખાઇઓ પુરાવી નાંખી કોટ તોડી પાડેલો છે. વળી કોટ અને બ્હાર કોટની વચ્ચે જે ખુલ્લું મેદાન હતું તે પણ દિવસે દિવસે ઇમારતોથી ભરાતું જાય છે તેથી કોટ અને બ્હાર કોટ સઘળું એકત્ર થયું છે એની લંબાઇ આસરે ૧૧ માઇલ તથા સરાસરી પોહેળાઇ આસરે ૩ માઇલ છે અને વસ્તી આસરે ૮૦૦૦૦૦ માણુસની છે.

બેટના પૂર્વ તથા પશ્ચિમ કાંઠા ઉપર માટી તથા પથરા પૂરીને દરીઆને નજદીક અડધો માઈલ સુધી પાછો હઠાવ્યો છે. પૂર્વ કાંઠા ઉપર પુરવણી કરેલી જગ્યાને પોર્ટ ટ્રસ્ટ લૅન્ડ કરીને કહે છે, તેના પશ્ચિમ ભાગ ઉપર જી.આઈ. પી. રેલવેની સડક નાંખેલી છે, અને બાકીના થોડાક ભાગ ઉપર સારી સારી ઈમારતો બાંધી લોકો વસેલા છે. એ ભાગમાં મુખ્ય વસ્તી કચ્છી દશા શ્રાવક વાણીઆની તથા કચ્છી લુવાણાની છે. થોડાક ભાગ ઉપર જ્યાં ઘણાં બંદરો આવેલાં છે ત્યાં અનાજ ભરવાની મ્હોટી મ્હોટી વખારો બાંધેલી છે તેને પાલા કરીને કહેછે. રેલવેની લાઇન ઉપર થઇને પોર્ટ ટ્રસ્ટ લૅન્ડ ઉપર સલામતીથી જવાને ત્રણ લાકડાના તથા ચાર પથ્થરથી બાંધેલા પૂલ છે.

પશ્ચિમ કાંઠા ઉપર પૂરવણી કરેલી જગ્યાને બૅકબે રેકલે મેશન લૅન્ડ કહે છે, અને તે ઉપર વડોદરા રેલવેની લાઇન, તથા ચર્ચગેટ, મરીનલાઈન અને ચાંનરોડ સ્ટેશનો કરેલાં છે તથા એક સુંદર બાગ બનાવેલો છે.

## મુંબઈ બેટની સીમા.

ઉત્તરમાં માહિમની ખાડી તથા થાણા જિલ્લો; પશ્ચિમમાં આરબી સમુદ્ર અને માહિમનો અખાત; દક્ષિણમાં બૅકબે, કોલાબા અને મલબાર હિલ્લ અને પૂર્વમાં મુંબઇનું બારૂં તથા આરબી અખાવ છે.

## મુબઈ બેટના મુખ્ય ભાગ.

| | | |
|---|---|---|
| ૧ કોલાબા. | ૩ એસપ્લેનેડ. | ૫ મારકીટ. |
| ૨ કોટ. | ૪ ધોબી તળાવ. | ૬ માંડવી. |

| | | |
|---|---|---|
| ૭ ભૂલેશ્વર. | ૧૩ ખંભાલા હિલ્લ. | ૧૯ નાયગામ. |
| ૮ ખેતવાડી. | ૧૪ તારદેવ. | ૨૦ વરલી. |
| ૯ ઉમર ખાડી. | ૧૫ કામાટીપુરા. | ૨૧ સીવરી. |
| ૧૦ ગીરગામ. | ૧૬ મજગામ. | ૨૨ દાદર. |
| ૧૧ ચોપાટી. | ૧૭ ચીચપોગલી. | ૨૩ માટુંગા. |
| ૧૨ મલબાર હિલ્લ. | ૧૮ પરેલ. | ૨૪ માહિમ. |

૨૫ ધારાવી ૨૬ સીમ.

## બેટ.

ક્રૉસઆયલૅન્ડ ( છીનાળ ટેકરી. )
ડૉલફિનલાઈટ (એ ઠેકાણે નવી દીવાદાંડીછે.)
ઑઈસ્ટર રૉક.
મિડલ ગ્રૌન્ડ શૉલ.
એલીફન્ટા ( ધારીપુરી )

} એ બેટો મુંબાઈના બંદરમાં આવેલા છે.

ધારાપુરીમા આગલા વખતમાં પથ્થરને કોરીને દેહેરાં, મ્હોટા મ્હોટા ઓરડાઓ, ખાઇઓ વગરે બનાવેલાં છે, જ્યાં શિવરાત્રીએ જાત્રા ભરાયછે, અને એ દિવસે ઘણા લોકો પડાઉઓ, હોડીઓ અને આગબોટમાં બેસી ત્યાં જોવા જાયછે. એ ગુફામાં પથ્થરનો કોરેલો એક મ્હોટો હાથી હતો જે ભાંગી ટુટી જવાથી તેને વિકટોરિઆ ગાર્ડનમાં જોવા મુકયોછે. એલિફન્ટ એ અંગ્રેજી શબ્દનોઅર્થ હાથી થાયછે તેપરથી એ બેટનું નામ પડયું છે.

## દ્વીપકલ્પ.

મલબાર હિલ્લ—એ બેટની દક્ષિણે, બૅકબે અને અરબી સમુદ્રની વચ્ચે છે.

**કોલાબા**—એ બેટની દક્ષિણે, મુંબઇનું બારૂં અને બૅકબેની વચ્ચે છે.

## ભૂશિર.

**કોલાબા**—કોલાબાની દક્ષિણે.
**મલબાર**—મલબાર હિલ્લની દક્ષિણે.
**હાજી અલ્લી**—હાજી અલ્લીની ઉત્તરે.
**મામા અજાની**—મામા અજાનીની દક્ષિણે.
**વરલી**—વરલીની ઉત્તરે.
**સીવરી**—સીવરીની દક્ષિણે.

## ડુંગરો.

**મંડલી હિલ્લ**—ઉત્તરે ગૌવારીમાં.
**રેલી હિલ્લ**—ઉત્તરે સાયનમાં.
**મલબાર હિલ્લ** } નૈરૃત્ય દિશામાં.
**ખંબાલા હિલ્લ** }
**ભાંડારવાડા હિલ્લ**—પૂર્વે મજગામમાં.
**ખેરે હિલ્લ**—પૂર્વે સીવરી પાસે છે.

## સમુદ્ર, અખાત અને ખાડી.

**માહિમની ખાડી**—માહિમ અને વાંદરાની વચ્ચે.
**માહિમનો અખાત**—માહિમની પશ્ચિમમાં.
**વરલીની ખાડી**—હાજી અલ્લી અને મામા અજાનીની વચ્ચે.
**આરબી સમુદ્ર**—બેટની પશ્ચિમમાં.
**બૅકબે**—બેટની દક્ષિણમાં, કોલાબા અને મલબાર હિલ્લની વચ્ચે.

આરબી અખાત—બેટની પૂર્વમાં, મુંબઈ બેટ અને કોક-ણની વચ્ચે.

### તળાવો.

નાયગામનું—નાયગામમાં.

પરેલનું—પરેલમાં.

સાંકળીયું—બોંયખળાના પૂલની પાસે છે.

બાબુલા તળાવ—સર જમસેદજી જીજીભાઈની હસપીટાલની પાસે છે.

મહાલક્ષ્મીનું—મહાલક્ષ્મીમાં છે.

વાલકેશ્વરનું—વાલકેશ્વરમાંછે.

ગોવાળીયા તળાવ—શેઠ ગોકળદાસ તેજપાળ બોરડીંગ સ્કુલની પાસે છે.

કાવસજીપટેલ તળાવ—કાંદાવાડીમાં પેસતાં જમણી બાજુએ છે

ભૂલેશ્વરનું. } ભૂલેશ્વર વિભાગમાંછે.
મામાદેવીનું }

ધોબી તળાવ—મેદાનને નાકે શેઠ કાવસજી જહાંગીરજી ઈન્સ્ટીટયુટની પાસે છે.

એ શિવાય બાબુલનાથ આગળના ડુંગર ઉપર તથા વાડી બંદર આગળના ડુંગર ઉપર બે નવા તળાવો ખોદી તેમાં વેહારનું તથા તુળસીના તળાવનું પાણી લાવી શહેરમાં પહોંચતું કરે છે.

### મુખ્ય બંદરો.

માંડવીબંદર, આર્થરબંદર, પાલવાબંદર, બોરીબંદર, કોળી-બંદર, કરનાકબંદર, મસજિદબંદર, ચીચબંદર, કલેરબંદર, એલ-ફિન્સટનબંદર, વાડીબંદર, ટાંકબંદર, અને કોલસાબંદર.

## રેલવે સ્ટેશનો.

**વડોદરા રેલવેના સ્ટેશનો.**—કોલાબા, ચર્ચગેટ, મરીનલાઇન, ચર્નિરોડ, ગ્રાન્ટરોડ, મહાલક્ષ્મી, પરેલ, દાદર અને માહિમ.

**જી. આઈ. પી રેલવેના સ્ટેશનો**—બોરીબંદર, મસજિદ બંદર, ભાયખળા, ચિચપોકલી, કરીરોડ, પરેલ, દાદર અને માટુંગા.

---

## ટ્રામવે.

કોલાબા, બોરીબંદર, ક્રાફર્ડ માર્કિટ, કુકશાંકરોડ, કાળકાદેવી, ગીરગામ, બંગડીબજાર, પાયધોણી, ગ્રાન્ટરોડ વગેરે રસ્તાઓ ઉપર ટ્રામવેની ગાડી ચાલેછે. એનું મ્હોટું મથક કોલાબે છે.

---

## જોવાલાયક ઠેકાણાં.

કોલાબાની દીવાદાંડી, કોલાબા ઑબઝરવેટરી, ગાંડા માણસોને રાખવાની ઇસપીટાલ, ટૉઉન હૉલ ( ટૅાંડાલ ) ટંકસાલ રાજાબાઇ ટાવર, નવી હાઇકોર્ટ, સેક્રેટરીએટ, જનરલ પોસ્ટ ઑફિસ, જી. આઇ. પી. રેલવેનું નવું બાંધેલું સ્ટેશન, પ્રિન્સ ડૉક, વિક્ટોરિયા ગાર્ડન. અને વાલકેશ્વરમાં શેઠ જીવારજ બાલુનો દરીઆમહેલ છે.

---

## ઇસપીટાલ તથા ધરમાઉ દવાખાનાં.

**સર** જમસેદજી જીજીભાઇની ઇસપીટાલ સૌથી મ્હોટી છે. એનો સઘળો વહિવટ સરકાર કરછે. વળી ક્રાફર્ડ માર્કિટના સાંમે શેઠ ગોકળદાસ તેજપાળની ઇસપીટાલછે. તેનો ચાલુ ખર્ચ મુંબઈની મ્યુનિસિપાલિટી આપે છે. એ ઉપરાંત જકરીઆ મસજિદ આગળ શેઠ માણેકજી પીટીનું દવાખાનું છે, ખોજા મ્હોલ્લામાં ખોજાઓને માટે શેઠ સાજનભાઈ મેરાલીનું દવાખાનું છે.ને ખેતવાડીમાં તથા ધોબી

તળાવ ઉપર નેટિવ જનરલ ડિસ્પેન્સનરી છે. કાળકાદેવીના રસ્તા ઉપર કેટલાક સદ્ગૃહસ્થોથી ચાલતું હોમીઓ પાથીક ધર્મનું દવાખાનું છે. શેઠ જાફર સુલેમાન વાળું ધર્મનું દવાખાનું ઓરીબંદરના સ્ટેશન પાસે આવેલું છે, ત્યાં ફક્ત સ્ત્રીઓને તથા બાળકોને દવા આપમાં આવછે.જેમને તપાસવા માટે એક ખાસ અંગ્રેજ સ્ત્રીડાકટર છે. ફોર્ટગ્રંટીડયુડસ ડિસપેન્સરી કોટમાં બરાકના રસ્તાપરછે. શેઠ જગંન્નાથ શંકરશેઠનું ધર્મનું દવાખાનું ગોવાળીઆ તળાવ આગળ પોતાની વાડીએ છે. શેઠ લવજી વાડીયાનું ધર્મનું દવાખાનું પરેલમાં છે. ઓરીબંદરના સ્ટેશન સાંમે કામા ઇસપીટાલ છે, જેમાં જાનવરોને મફ્ત દવા કરવામાં આવે છે.

---

## કેળવણી ખાતાં.

સરકાર તરફથી ચાલતી આશરે વીસેક ગુજરાતી તથા અંગ્રેજી સ્કૂલો, તથા આસરે ચાળીસેક ખાનગી સ્કૂલોછે, અને એક સરકારી તથા આઠ ખાનગી હાઇસ્કૂલો છે, જેઓ મેટ્રિક્યુલેશનની પરીક્ષા જેટલો અભ્યાસ કરાવે છે. મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયલા વિદ્યાર્થિઓ સારૂ બે કૉલેજો છે જેમાંની એકમાં વૈદક શાસ્ત્રનું જ્ઞાન, અને બીજીમાં કુદરતી વિદ્યાસંબંધી, કાયદા સંબંધી વગેરે જ્ઞાન આપવામાં આવે છે. વળી સરજમસેદજી જીજીભાઇ સ્કૂલ ઑફ્આર્ટસમાં ચિત્રકળા વગેરે હુનરો શિખવવામાં આવે છે. સ્ત્રી કેળવણીનું કામ પણ આ શહેરમાં ઘણું સારૂં ચાલે છે. સરકારી તથા ખાનગી મળીને આસરે પંદરેક કન્યાશાળાઓ છે. ખોજાઓની છોકરીને માટે બે તથા પારસીની છોકરીઓને માટે પારસી પંચાત તરફથી આસરે આઠેક કન્યાશાળાઓ છે.

---

## વસ્તી.

બેટની સઘળી વસ્તી દક્ષિણ ભાગ ઉપર આવેલી છે. કચ્છી ભાટિયા, કચ્છી લુવાણા તથા કચ્છી ખોજા, મેમણ વગેરેની બેટના પૂર્વ ભાગ ઉપર આવેલી છે. ગુજરાતી લોકો ઘણાખરા ભૂલેશ્વર અને મામાદેવીની આસપાસના જિલ્લાઓમાં છે. દક્ષણીની વસ્તી બેટના દક્ષિણ પશ્ચિમ ભાગમાં આવેલી છે. મુસલમાનની પાયધોણી ભીંડીબજાર વગેરે ઠેકાણે છે. પારસીઓની ધોબી તળાવ, ચીરાબજાર, અલાઇબાગ આગળ વગેરે ઠેકાણે છુટી છુટી છે. હોરાઓની જુમા મસજિદની આસપાસના જિલ્લામાં આવેલીછે. કોટની વસ્તી ઘણું કરીને ભાટિયા અને પારસીની છે અંગ્રેજ લોકની ભોંયખળે, ગ્રાન્ટરોડ, વાલકેશ્વર વગેરે ઠેકાણે છે.

---

## પેદાશ તથા હુન્નર.

ખેતીની પેદાશમાં ડાંગર ( પટની ચોખા ) છે. ભાજીપાલામાં કાંદા, દુધી, કારેલાં, વેગણ, ચોળી, પાપડી, વગેરે સર્વ સાકભાજી નીપજે છે. નારીએલી તથા તાડની પેદાશ પણ સારીછે. એ બેટમાં વરાળ યંત્રથી ચાલતા ઘણીક તરેહના સાંચાઓ ચાલેછે, જેવાકે સુતરાઉ તથા રેશમી કાપડ વણવાના, આઇસ, ( બરફ ) બનાવવાના, તેલ કાઢવાના, ઘઉં દળવાના વગેરે ઘણી જાતના સાંચાઓ છે, તેમાં સુતર કાંતવાનાં તથા કાપડ વણવાનાં સાંચા ચાલે છે તેથી હજારો માણસોનું ગુજરાન ચાલેછે.

---

# મુંબઈ ઇલાકો.

હિંદુસ્તાનની પશ્ચિમ બાજુએ મુંબઇ ઇલાકાનો એક લાંબો અને સાંકડો મુલક છે. એની લંબાઈ આસરે ૧૦૦૦ મૈલ છે. અને

એની સરાસરી પહોળાઇ આસરે ૧૯૦ મૈલછે; એનું ક્ષેત્રફળ ૧૫૭૮૭૫ ચોરસ માઇલ્સ છે. ને વસ્તીની કુલસંખ્યા ૨૩૩૯૫૫૬૩છે.

**સીમા**—ઉત્તરે બલૂચિસ્તાન અને પંજાબ પ્રાંત; પશ્ચિમે બલૂચિસ્તાન અને આરબી સમુદ્ર; દક્ષિણે મદ્રાસ ઇલાકાનો મૈસોર પ્રાંત અને પૂર્વે રજપૂતાના, મધ્યહિંદુસ્તાનના સંસ્થાનો, મધ્યપ્રાંત, બીરાર અને હૈદ્રાબાદ છે.

---

## મુંબઈ ઈલાકાના મુખ્ય ભાગ.

મુંબઈ ઇલાકાના પાંચ ભાગ કર્યાછે. ઉત્તરથી શરૂ કરતાં (૧) સિંધ, (૨) કચ્છ, (૩) ગુજરાત, (૪) મહારાષ્ટ્ર, એમાં દક્ષિણ અને કોંકણછે. (૫) દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તરકાનડા.

---

## મુંબઈ ઈલાકાના મુખ્ય પર્વત.

૧. હાલા પર્વત—સિંધ પ્રાંતની પશ્ચિમેછે.

૨. ગિરનાર પર્વત—કાઠિઆવાડમાં છે.

૩. સાતપુડા પર્વત—ઈંદોર અને ખાનદેશના તાબાના મુલકોની વચ્ચે છે.

૪. સહ્યાદ્રિ પર્વત અથવા પશ્ચિમઘાટ—દક્ષિણદેશ અને કોંકણની વચ્ચે છે.

---

## મુંબઈ ઈલાકાના મુખ્ય અખાત.

૧. કચ્છનો અખાત—કચ્છ અને કાઠીઆવાડની વચ્ચે.

૨. ખંભાતનો અખાત—કાઠીઆવાડની પૂર્વે.

---

## મુંબઈ ઈલાકાની મુખ્ય નદી.

**સિંધુ**—હિમાલયપર્વતમાંથી નીકળી સિંધપ્રાંતમાં થઇને અરબી સમુદ્રને મળેછે.

**બનાસ** } **સરસ્વતી** } શીરોઇના ડુંગરમાંથી નીકળેછે ને કચ્છના રણમાં વહેછે.

**સાબરમતી**—એરાવલી ડુંગરાના છેડા આગળથી નીકળી ગુજરાતમાં થઇને ખંભાતના અખાતને મળેછે.

**મહી**—માળવામાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે.

**નર્મદા** } **તાપી** } સાતપુડા પર્વતમાંથી નીકળી ગુજરાતમાં વહીને ખંભાતના અખાતને મળેછે.

**કીમ**—રાજપીપળાના ડુંગરમાંથી નીકળી ગુજરાતમાં વહી ખંભાતના અખાતને મળેછે.

**ગોદાવરી**—નાશક પાસે ત્ર્યંબકમાં પશ્ચિમઘાટમાંથી નીકળી દક્ષિણ પ્રાંતમાં હૈદ્રાબાદ ને કર્નાટકમાં થઇ બંગાળાના ઉપસાગરને મળેછે.

**નીરા**—એ સતારા જિલ્લાની ઇશાન કોણમાં ભીમાને મળેછે.

**ભીમા**—પુના જિલ્લાની પૂર્વે બાજુએ છે.

**કૃષ્ણા**—સતારા પાસે મહાબળેશ્વર આગળ પશ્ચિમ ઘાટમાંથી નીકળી, દક્ષિણ પ્રાંતમાં થઇ બંગાળાના ઉપસાગરને મળેછે.

**તુંગભદ્રા**—એ નદી નિઝામના રાજ્યમાં રેચૂરની પેલીમેર કૃષ્ણાને મળેછે.

## મુંબઈ ઈલાકાની રાજ્ય રીતિ.

આખા મુંબઈ ઇલાકા ઉપર એક અંગ્રેજ અમલદાર હકુમત ચલાવેછે જેને "ગવર્નર" કહેછે. એની નેમણુંક ઈંગ્લંડની મહારાણી કરેછે. એને રાજ્ય કારભારમાં સલાહ આપવાને અને મદદકરવાને બીજા ત્રણ મોટા અધિકારીઓ હોયછે, જેઓને "કાઉન્સિલર" કહેછે. એઓમાંનો એક મહેસુલખાતાનો, બીજો ન્યાયખાતાનો, અને ત્રીજો (સેનાધીપતિ) લશ્કરી ખાતાનો વહીવટ ચલાવેછે. મુંબઈ શહેરમાં ઈનસાફ કરવાને એક "હાઈકોર્ટ" (મોટી અદાલત) છે. તેનો ન્યાયાધિશ ઇલાકાની સઘળી અદાલતો ઉપર દેખ-રેખ રાખેછે. વળી એક બીજી કોર્ટ (અદાલત) છે, જ્યાં જિલ્લાઓ-વગેરેના ન્યાયાધિસોએ કરેલા ઈનસાફો ઉપર અપીલ સાંભળ-વામાં આવે છે, વડોદરા શિવાય ઈલાકામાંનાં બીજાં સઘળાં દેશી રાજ્યો મુંબઈના ગવર્નરના તાબા હેઠળ છે. દેશી સંસ્થાનો અને એજન્સિમાં સરકાર તરફથી પોલિટિકલ એજંટો રહેછે. એ અમ-લદારોને મદદ કરવાને એમના હાથ નીચે બે કે વધારે આસિસ્ટંટ પોલિટિકલ એજંટો છે. દેશી રાજાઓને અને તેઓના કાર-ભારીઓને રાજ્ય કારભારમાં સલાહ આપવાનું, રાજા રજવાડામાં વાંધા પડે તેના ફેસલા કરવાનું, તેમને એકએક જોડે લડતાં તથા એકએકનો મુલક લૂટતાં અટકાવવાનું, રાજા રજવાડામાંથી ખંડણી વસુલ કરી ગાયકવાડ કે બીજા સંસ્થાનોમાં ભરવી હોય ત્યાં ભરવાનું, અને રૈયત ઉપર થતા જુલમો અટકાવવાનું કામ એ અધિકારીઓને સોંપ્યું છે.

મુંબઈના ગવર્નરના હાથ નીચે બીજા ચાર "કમિશનર" હોયછે.તેઓને ઇલાકાના સઘળા જિલ્લા સોંપેલા હોય છે. દરેક જિ-

લ્લાનો કારભાર કરવાને કમિશનરોના હાથ નીચે કલેક્ટર કે માજિસ્ટ્રેટ છે. તેઓ સરકાર તરફથી જમાબંદી વસુલ કરે છે ને ખરચ થાય તે આપે છે ને મુલ્કી, ફોજદારી તથા લોકોપયોગી હરેક બીજા કામ ઉપર નીધા રાખે છે. એના હાથ નીચે ઘણું કરીને બે ત્રણ આસિસ્ટંટ કલેક્ટર, એક ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર અને હજૂર ડેપ્યુટી કલેક્ટર હોયછે. આસિસ્ટંટ કલેક્ટર અને ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટરને તાલુકાની દેખરેખ સોંપીછે. હજૂર ડેપ્યુટી કલેક્ટર જિલ્લાના મુખ્ય શહેરમાં રહી તીજોરી વગેરેનું કામકાજ કરે છે. દરેક તાલુકામાં કલેક્ટરની વતી મામલતદાર રહે છે. જો પરગણું મોટું હોય તો મામલતદારના હાથ નીચે મહાલકરી કે થાણાદારને તેમાંનાં ભાગ સોંપેછે. મામલતદારની કચેરીમાં પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ તરફથી ફોજદાર રહે છે.

---

## સિંધ પ્રાંત.

એની ઉત્તરે બલુચિસ્તાન અને પંજાબ; પશ્ચિમે હાલા અને સુલેમાન પર્વત; દક્ષિણે કચ્છનું રણ અને આરબી સમુદ્ર; અને પૂર્વે જસલમેરનું રણ અને રજપૂત સંસ્થાન છે.

એમાં પોણો ભાગ મુસલમાની ધર્મ પાળે છે. એની મુખ્ય ભાષા સિંધી અને બલૂચી છે. એમાં વરસાદ થોડો વરસેછે, પણ માર્ચથી તે સપ્ટેંબર સુધીમાં સિંધુ નદીમાં રેલ આવે છે તેનું પાણી આસપાસના મુલકોમાં ફરી વળેછે, તેથી ધરતી રસાળ થાય છે.

## સિંધ પ્રાંતના વિભાગો અને શેહેરો.

| જિલ્લા. | મુખ્યશાહેર. |
|---|---|
| શિકારપુર......... ... ... | શિકારપુર; સક્કર;(સિંધુ નદીને કાંઠે વ્યાપારનાં મુખ્ય મથકછે.) |
| હૈદ્રાબાદ................. | હૈદ્રાબાદ ( સિંધની રાજ્યધાની સિંધુનદી ઉપર છે. એ શેહરની પાસે ૧૮૪૩માં સર ચાર્લ્સનેપીઅરે સિંધના અમીરોને હરાવ્યા.) |
| કરાંચી... ... ... ......... | કરાંચી ( એ ભર વસ્તીવાળું ને વ્યાપારનું મુખ્ય બંદર છે.) |
| સિંધનો ઉપલો સરહદનો મુલક | જેકબાબાદ. |
| થરપારકર.................. | અમરકોટ ( એમાં ૧૫૪૩માં અકબર જનમ્યો હતો .) |
| ખેરપુર............... ... | ખેરપુર. |

---

## ગુજરાત.

ગુજરાત પ્રાંતનો કેટલોક ભાગ અંગ્રેજ સરકારનો ખાલસા છે, ને બાકીનો દેશી રાજાઓનો છે. એ પ્રાંતમાં ઘણાખરા લોકો હિંદુધર્મ પાળેછે ને તેઓની મુખ્ય ભાષા ગુજરાતી છે.

ગુજરાત પ્રાંતના બધા મળી ૧૪ વિભાગ કરવામાં આવેલાછે, તેમાં પાંચ જિલ્લા, ત્રણ દેશી સંસ્થાન અને ૬ એજન્સી છે. એનું

મુખ્ય શેહેર અમદાવાદ છે. તે સાબરમતી નદી ઉપર આવેલું છે. ગુજરાતપ્રાંતનાં મુખ્ય બંદર સુરત, ભરૂચ, ખંભાત, ઘોઘા, પોરબંદર અને કચ્છ માંડવી છે. ગુજરાત પ્રાંતની મુખ્ય નદીઓ સાબરમતી, નર્મદા, તાપી, કીમ, પૂર્ણા અને બનાસ છે.

## ગુજરાત પ્રાંતના વિભાગો.

| જિલ્લા. | સંસ્થાનો. | એજન્સિ. |
|---|---|---|
| ૧ સુરત. | ૬ કચ્છ. | ૯ કાઠીઆવાડ. |
| ૨ ભરૂચ. | ૭ વડોદરા(ગાયકવાડનો મુલક.) | ૧૦ પાલણપુર. |
| ૩ ખેડા. | ૮ ખંભાત. | ૧૧ મહીકાંઠા. |
| ૪ પંચમહાલ. | ,, | ૧૨ રેવાકાંઠા. |
| ૫ અમદાવાદ. | ,, | ૧૩ પંચમહાલ. |
| | | ૧૪ સુરત. |

### સુરત જિલ્લો.

એ જિલ્લાની ઉત્તરે કીમ નદી, પૂર્વે ગાયકવાડનો મુલક, તથા વાંસદા, ધરમપોરનાં રાજ્યો, દક્ષિણે દમણગંગા નદી, અને પશ્ચિમે અરબી સમુદ્ર અને ખંભાતનો અખાત છે. એ જિલ્લાની જમીન ઘણીખરી રસાળ છે. **એમાં તાપી, કીમ, મીંઢોળા, પૂર્ણા, અંબિકા, પાર, કોલક** વગેર નદી છે. એ જિલ્લાની મુખ્ય પેદાસ ડાંગર, જુવાર, ઘઉં, કઠોળ, બાજરી, દીવેલી, નાગલી, કોદ્રા, શેરડી, અને કેળાંની છે. કેટલેક ઠેકાણે તમાકુ ને ભીંડી થાયછે. એ જિલ્લાનું મુખ્ય શહેર **સુરત** છે, તે તાપી નદીઉપર આવેલું છે. એમાં અંગ્રેજ, ફ્રેન્ચ અને વલંદા વેપારીઓએ કોઠી સ્થાપી હતી. એ આગળ

ઘણી વસ્તીવાળું ને પૈસાવાળું હતું, પણ વારંવારની મોટી આગો, રેલો, અને મુંબઈ વ્યાપારનું મુખ્ય બંદર થવાથી એ શહેરનો વ્યપાર ઘણો ખરો તુટી ગયોછે. એ જીલ્લાના **પારડી, વલસાડ, ચીકલી, જલાલપોર, બારડોલી, માંડવી, ચોર્યાશી અને ઓરપાડ**, નામના ૮ તાલુકા કરેલા છે.

## ભરૂચ જિલ્લો.

ભરૂચ જિલ્લાની ઉત્તરે મહી નદી, પશ્ચિમે ખંભાતનો અખાત, દક્ષિણે કીમ નદી અને પૂર્વે ગાયકવાડનો મુલક છે. નર્મદાના મુખ આગળની જમીન ઘણી રસાળ હોવાથી ખેતી સારી થાય છે. ભરૂચમાં સૂતર કાતવાનાં મોટા વરાળથી ચાલતા રેંટિયાછે તથા કાપડ વણવાનાં તેમજ કપાસ લોઢવાનાં ઘણાં વરાળયંત્રો છે. એની મુખ્ય પેદાસ રૂછે. ચોમાસમાં જુવાર, ડાંગર, બાજરી, તુવર અને મગ પાકેછે અને શિઆળામાં ઘઉં, તલ,વટાણા, ચણા,વાલ, દીવેલી અને તમાકુ પાકેછે. એ જિલ્લાનું મુખ્ય શહેર **ભરૂચ** છે તે નર્મદા નદીના મુખ આગળ છે, અને બીજાં મોટાં શહેરો **અંકલેશ્વર, હાંસોટ, જંબુસર**, અને **આમોદ** છે. એ જિલ્લાના **ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ**, અને **જંબુસર** નામના પાંચ તાલુકા છે.

---

## ખેડા જિલ્લો.

ખેડા જિલ્લાની ઉત્તરે અમદાવાદ જિલ્લો, ગાયકવાડ અને મહીકાંઠા એજન્સિનો કેટલોક મુલક અને રેવાકાંઠા એજન્સિમાનું વાડાસિનોરનું નહાનું રાજ્ય, પશ્ચિમે ખભાતનું સંસ્થાન અને અમદાવાદ જિલ્લો, દક્ષિણે અને પૂર્વે મહી નદી આવી પંચમહાલ,

ગાયકવાડનો મુલક તથા ભરૂચ જિલ્લાથી તેને જુદો પાડે છે. એ જિલ્લાની જમીન સપાટ અને રસાળ છે. એમાં કેટલીક નદીઓ છે તેમાં મહીનદી મુખ્ય છે. એના મુખ્ય શહેર ખેડા, નડીઆદ, કપડવંજ, ડાકોર, ઉમરેઠ, અને બોરસદ છે. એ જિલ્લામાં બીજા બધા પાક કરતાં બાજરી તથા તમાકુ પુષ્કળ થાય છે. એના કપડવંજ, ઠાસરા, નડીઆદ, મહેમદાવાદ, માતર, આણંદ અને બોરસદ નામના ૭ તાલુકા કરેલા છે.

---

## પંચમહાલ જિલ્લો.

પંચમહાલ જિલ્લો ખેડા જિલ્લાનીપૂર્વે આવેલો છે. એ જિલ્લાના બે ભાગ થયલા છે તેમાંના એક ભાગનું મુખ્ય શહેર દાહોદ અને બીજાનું ગોધરા છે. એ જિલ્લાની જમીન ઉંચી નીચી અને વેરાન છે તેથી ખેતીની હાલત સારી નથી. એ જિલ્લાના ગોધરા, કાલોલ અને દાહોદ નામનાં ત્રણ તાલુકા છે.

---

## અમદાવાદ જિલ્લો.

આ જિલ્લો ગુજરાતના બીજા જિલ્લાઓની ઉત્તરે આવેલો છે. એમાં મુખ્ય નદી **સાબરમતી** છે. ઉત્તર ભાગમાં નીચા ડુંગરા આવેલા છે તથા ઘોઘા તાલુકામાં કેટલાક ડુંગરા છે, પરંતુ બાકીનો મુલક સપાટ મેદાન છે. એ જિલ્લામાં ખેતીવાડીનું કામ સારૂં ચાલેછે. અમદાવાદ જિલ્લાનું મુખ્ય શહેર **અમદાવાદ** છે તે સાબરમતીને કાંઠે આવેલું છે. એ શહેરમાં રેશમ, સૂતર અને કસબનાં પુષ્કળ કારખાનાં તથા આગલા વખતની ઘણી સુંદર ઈમારતો છે. આર્ટસ

કોલેજ, મેડિકલસ્કૂલ, બે હાઇસ્કૂલ, બે પ્રાન્ચ સ્કૂલો, પાંચ વર્નાક્યુલર સ્કૂલ, બે ટ્રેનિંગ કોલેજ, ત્રણ કન્યા શાળા, ત્રણ લાયબ્રેરીઓ, ચાર ધર્મનાદવાખાનાં, અને છાપખાનાં છે. અમદાવાદ જિલ્લામાં ૭ તાલુકા કરેલાછે. તે નીચેપ્રમાણે **પ્રાંતીજ, વીરમગામ, ધોળકા, દસક્રોઈ, ધંધુકા, ઘોઘા, સાણંદ, પાટડી** અને **મોડાસા** એ પેટા તાલુકા છે. એ જિલ્લામાં બીજાં મોટાં શેહેરો **વીરગામ, ધોળકા, ધોલેરા,** અને **ઘોઘા** છે. એ જિલ્લાની મુખ્ય પેદાસ, રૂ, ગળી, દીવેલી, ડાંગર, જુવાર, ચણા, તંબાકુ, શેરડી અને તલછે.

---

## કચ્છ સંસ્થાન.

કચ્છ દેશ સિંધ અને કાઠીઆવાડની વચ્ચેછે. એની ઉત્તરે રણ (રેતીનું મેદાન) છે, તે ચોમાસામાં પાણીથી ભરપૂર હોયછે ત્યારે કચ્છ જાણે બેટ હોય તેમ દેખાય છે. એ દેશનો દક્ષિણ કાંઠો તદન સપાટ અને ભૂમિ રસાળછે. બાકીની સર્વે દિશાએ ડુંગરા અને પથરાવાળી જમીન છે. એમાં એકે નદી નથી, પરંતુ કેટલાક પાણીના વહેળા છે. કચ્છમાં હિંદુ રાજાછે, જે '**રાવ**' ના નામથી ઓળખાયછે. કચ્છનું મુખ્ય શહેર **ભૂજ** છે. ભૂજનું કસબી અને હીરનું ભરત અને સોના રૂપાની નકસીદાર કારીગરીઓ ઘણી વખણાયછે. દેશમાં સુતરઉ અને રેશમી કાપડ વણવાનાં કારખાનાંછે. **ભૂજ**માં **પોલિટિકલ એજન્ટ** રહેછે. એ શહેરમાં કેળવણી આપવાનું કામ ઘણું સારૂં ચાલે છે. બીજું શહેર **માંડવી** બંદરછે. એ મોટા વેપારનું સ્થળછે, એમાં વસ્તી ભારે છે, કચ્છની મુખ્ય નિકાસ બાજરી, જુવાર, મીઠું, મગ, ઘઉં, મઠ, રૂ, ઉન, દીવેલી, રાઇ વગેરેછે.

---

## ગાયકવાડ સંસ્થાન.

એના તાબાનાં ગામો ઘણાં ખરાં વીખરાતાં અને બીજા રાજ્યો જોડે સેળભેળ થઇ ગયાં છે. મુંબઇ ઇલાકાના દેશી રાજ્યોમાં એ સર્વેથી મોટું ગણાય છે. એ રાજ્ય આગળ **મુંબઇના ગવર્નરના** તાબામા હતું, પણ થોડાં વર્ષ થયાં એ **હિંદુસ્તાનના ગવર્નર જનરલના** તાબામાં છે. એ રાજ્ય ઉપર દેખરેખ રાખવાને ગવર્નરજનરલનો એજન્ટ તથા ફોજ રહે છે. એનું મુખ્ય શહેર **વડોદરા** છે, ને તેમાં **ગાયકવાડ મહારાજ** રહે છે; આ શહેરમાં કેટલીક સુંદર ઇમારતો અને કેળવણી આપવાનાં શોભાયમાન મકાન બાંધેલાં છે. એ સંસ્થાનનાં બીજાં મોટાં શેહેરો **નવસારી, ગણદેવી, અમરેલી, પાટણ સિદ્ધપુર,** અને કડી છે.

---

## ખંભાત સંસ્થાન.

એની ઉત્તરે અને પૂર્વે ખેડા જિલ્લો, અગ્નિ કોણમાં ગાયકવાડનો મુલક, દક્ષિણે **મહીનદી** અને ખંભાતનો અખાત, અને પશ્ચિમે સાબરમતી નદી અને અમદાવાદ જિલ્લો છે. એ તદન સપાટ અને નદી વિનાતું છે. એ સંસ્થાનનો હાકેમ મુગલછે, તે **નવાબના** નામથી ઓળખાય છે. એ સસ્થાન ખેડાના કલેકટરના ઉપરીપણા નીચેછે. એનું મુખ્ય શેહેર **ખંભાત** છે. તે મહીનદીને કાંઠે તેના મુખ આગળ છે. એમા બાજરી, જુવાર, ઘઉં, મીઠું, રૂ, ગળી અને અરીણ વગેરે પાકે છે. સુતરૌ કાપડ અને શેત્રંજી ખંભાતમાં બને છે.

---

## કાઠિયાવાડ એજન્સિ.

કાઠિયાવાડનું નામ **અસલ સૌરાષ્ટ** હતું. કાઠિયાવાડ મુંબઇ ઇલાકાની પશ્ચિમે ને કચ્છ અને ખંભાતની વચ્ચે એક મોટો દ્વિપકલ્પછે.

એમાં કોઇ મોટી નદી નથી. એના રાજ્ય કાજનો બંદોબસ્ત રાખવાને અંગ્રેજો તરફથી મુખ્ય અધિકારી **પોલિટિકલ એજન્ટ** રહે છે, જેની કચેરી **રાજકોટ** શહેરમાં છે. એ એજન્સિના ચાર પ્રાંત કર્યા છે, એમાંના હરેકને માટે આસિસ્ટંટ પોલિટિકલ એજન્ટ છે.

| **એજન્સિના વિભાગો.** | **આ. પો. એજન્ટ સાહેબની કચેરી.** |
|---|---|
| ૧ ઝાલાવાડ. | વઢવાણ. |
| ૨ ગોહેલવાડ. | સોનગઢ. |
| ૩ સોરઠ. | માણેકવાડા. |
| ૪ હાલાર. | રાજકોટ. |

કાઠિયાવાડમાં પાંચ પહાડ છે (**૧ ચોટીલા; ૨ મોરધાર અને લાંબધાર;** એની પાસે પાલીતાણાનો પ્રખ્યાત ડુંગર **શેત્રુંજો છે; ૩ ગીરપર્વત; ૪ ગિરનાર; ૫ બડીપર્વત**). કાઠિયાવાડનાં બધા મળી ૨૧૮ સંસ્થાનો છે. જેમાંનાં મુખ્ય નીચે જણાવ્યાં છે. તેમાં **ભાવનગરનું** સંસ્થાન વ્યાપાર અને કેળવણીમાં સર્વથી સરસ થયું છે. ભાવનગર તથા ગોંડળદરબારે પોતાને ખર્ચે રેલવે બાંધીછે, તે વઢવાણથી ભાવનગર અને ભાવનગરથી ગોંડળ તાબાના ગામ **ધોરાજી** સુધી જાયછે. કાઠિયાવાડ એજન્સિમાં હિંદુ લોકોનાં મોટાં તીર્થ છે. તેઓમાં મુખ્ય **દ્વારકાં, સોમનાથ કે પ્રભાસપાટણ, તથા પાલીતાણા છે.** ( એમાં છેલ્લું શ્રાવક લોકના ધર્મનું છે. )

| | |
|---|---|
| **૧ જુનાગઢ.** | **૬ મોરબી.** |
| **૨ નવાનગર.** | **૭ લીમડી.** |
| **૩ ભાવનગર.** | **૮ રાજકોટ.** |
| **૪ ધ્રાંગધ્રા.** | **૯ ગોંડળ.** |
| **૫ પોરબંદર.** | **૧૦ વઢવાણ.** |

## પાલણપુર એજન્સિ.

**એ** એજન્સિ ગુજરાતની ઉત્તરે છે. એમાં **બનાસ** અને **સરસ્વતા** નદી વહે છે. એની નિકાસ. બાજરી, જુવાર, ઘઉં, મગ, મઠ, ડાંગર ર અને શેરડી વગેરે છે. એમાં મુખ્ય સંસ્થાન ૧૧ છે, તેમાંનાં **પાલણપુર**, અને **કાંક્રેજ** ગાયકવાડને ખંડણી આપેછે, ને બાકીનાને શિર ખંડણી નથી. એ સંસ્થાનોમાં **પાલણપુર** અને **રાધનપુરના** સંસ્થાનો મુખ્ય છે. એમાં મુખ્ય શહેરો **પાલણપુર**, **ડીસા** અને **રાધનપુર** છે. પાલણપુરમાં **પોલિટિકલ એજન્ટ** રહેછે અને **ડિસામાં** અંગ્રેજી લશ્કરની છાવણી છે. ઉપર જણાવેલા ૧૧ સંસ્થાનોમાં **પાલનપુર**, **રાધનપુર**, **વારાઈ**, **તેરવાડા** એ મુસલમાની સંસ્થાનો છે; **થરાદ**, **મારવાડ**, **વાવ**, **સુઈગામ**, **દેવદર**, **ચીરચટ**, તથા **સાંતલપુર** રજપુત સંસ્થાન અને **ભાભર**, અને **કાંક્રેજ** કોળી સંસ્થાન છે.

---

## મહિકાંઠા એજન્સિ.

એ એજન્સિ ગુજરાતની ઈશાન કોણમાં છે. એની ઉત્તરે અને પૂર્વે ડુંગરો અને જંગલો છે, પરંતુ બાકીનો પ્રદેશ સપાટ છે. એ પોલિટિકલ એજંટના ઉપરીપણા નીચે છે. તે **સાદરામાં** એ રહે છે. એમાં **સાબરમતી** નદી વહેછે. એમાં બધા મળી ૪૮ ઠાકોરોનો અમલછે. એ એજન્સિનું મુખ્ય સંસ્થાન ઈડર છે.

---

## રેવાકાંઠા એજન્સિ.

એ એજન્સિ ગુજરાતનીપૂર્વેછે. એમાં **મહી** અને **નર્મદા** નદી અને **રાજપીપળા** નામે પર્વતછે. એ એજન્સિ પોલિટિકલ

એજંટના ઉપરી પણા નીચે છે. તે વડોદરા કાંપમાં રહે છે. એ એજન્સિના ૭ સંસ્થાનોછે—૧ **રાજપીપળા; ૨ છોટાઉદેપુર; ૩ બારીઆ; ૪ લુણાવાડા, ૫ સુંથ; ૬ વાડાસીનોર.** એ સંસ્થાનો-માં મોટામાં મોટું સંસ્થાન રાજપીપળાનુંછે, તેમાં મુખ્ય શેહેર **નાંદોદ** છે, તેમાં રાજા રહેછે.

---

## પંચમહાલ એજન્સિ.

પંચમહાલમાં ગવર્નેરનો એજંટ રહેછે. એની હવા સારી નથી. એમાં ઈમારતી લાકડું સારૂં થાયછે. એનું મુખ્ય સંસ્થાન **નારૂકોટ છે.**

---

## સુરત એજન્સિ.

આ એજન્સિને સુરત જિલ્લો એક નથી. એમાં **સચીન વાંસદા** અને **ધરમપુર** એ ત્રણ સંસ્થાનછે. તેઓ સુરતના કલેકટ-રના ઉપરીપણા નીચેછે.

---

## ગુજરાત પ્રાંતનાં મુખ્ય શહેરો.

| | | | |
|---|---|---|---|
| ૧ અમદાવાદ | ૫ વીરમગામ | ૯ વડોદરા | ૧૩ ભાવનગર |
| ૨ સુરત | ૬ ખેડા | ૧૦ ભૂજ | ૧૪ જુનાગઢ |
| ૩ ભરૂચ | ૭ ગોધરા | ૧૧ માંડવી | ૧૫ રાજકોટ |
| ૪ નડીઆદ | ૮ દાહોદ | ૧૨ ખંભાત | ૧૬ પાલણપુર |

---

## દક્ષિણ ( દખણ ) પ્રાંત.

દખણ પ્રાંત એ હેદ્રાબાદ પ્રાંત અને સહ્યાદ્રીપર્વતની વચ્ચે આવેલોછે. દક્ષિણ દેશના મેદાનમાં મોટી નદીઓના કાંઠાની ભૂમી ઘણી રસાળછે; પરંતુ વરસાદ નિયમસર આવતો નથી અને આવે-છે તે ઘણો થોડો આવેછે, તેથી એ પ્રાંતમાં કોઇ કોઇ ઠેકાણે ઘણીવાર દુકાળ પડેછે. એ પ્રાંતમાં **ગોદાવરી, ભીમા, નીરા, કૃષ્ણા** અને **તુંગભદ્રા** નદીઓછે. એ પ્રાંતની મુખ્ય વસ્તી મરેઠીછે અને તેઓ મરાઠી ભાષા બોલેછે. દક્ષિણ પ્રાંતનું મુખ્ય શહેર **પુણા** છે. એમાં પહેલા પેશ્વાની રાજ્યગાદી હતી ને એમાં ચોમાસાની રૂતુમાં હવા ઘણીસારી હોયછે, તેથી **મુંબઇનો ગવનર** ત્યાં જઇ રહેછે. **પુણાની** પાસે **ખડકી** અને **કોરગામ** છે ત્યાં લશ્કરી છાવણી છે. દક્ષિણ પ્રાંતના નીચે પ્રમાણે વિભાગોછે.

### દક્ષિણ પ્રાંતના વિભાગો અને શહેરો.

| વિભાગ. | મુખ્ય શહેર. |
|---|---|
| ખાનદેશ જિલ્લો......... | ધુળિઆ, માલેગામ, નન્દુરબાર અને ભુસાવલ. |
| નાશક જિલ્લો........... | નાશક(ગોદાવરી નદીના મૂળપાસે છે. એમાં કેટલીક ગુફામા હિંદુ-લોકોના દેવની મૂર્તિછે. દર બાર વર્ષે સિંહરાશીનો બ્રહસ્પતિ આવેછે ત્યારે નાશકમાં અને તેની પાસે આવેલા ત્રયંબકમાં ગોદાવરીની મોટી જાત્રા ભરાય છે.) |

અહંમદનગર જિલ્લો...અહંમદનગર (સીના નદી ઉપરછે. આગળ મુસલમાન રાજાઓની રાજ્યધાની હતી).
પુણા જિલ્લો............પુણા.
સાતારા જિલ્લો..........સતારા(એમાં શીવાજીના વંશજો આગળ રાજ્ય કરતા હતા); માહાબળેશ્વર( કૃષ્ણા નદીના મૂળપાસે ૪૫૦૦ ફીટ ઉંચી ટેકરીછે. ત્યાં મુંબઇનો ગવર્નર ઉનાળામાં જઇને રહે છે).
સોલાપુર જિલ્લો.........સોલાપુર, બારશી, પંધરપુર. (ભીમા નદી ઉપર પંધરપુર હિંદુઓનું જાત્રાનુંઠેકાણું છે).
પેંઠસંસ્થાન..............પેઠ.
અકલકોટ સંસ્થાન.......અકલકોટ
ખાનદેશ એજન્સિ.
સતારા એજન્સિ.........ભોર, ફલટણ, ઔાંદ અને જત.

---

## કોકણ પ્રાંત.

કોકણ પ્રાંત ઘાટ (સહ્યાદ્રિ) અને અરબીસમુદ્રની વચ્ચે જમીનનો સાંકડો કકડોછે એમાં ડાંગર ઉગે એવી ફળદ્રુપ જમીન તથા નાળિએરીની વાડીઓ છે. પરંતુ આખોપ્રાંત ખડબચડો અને વિકટ છે. એમાં ખાડીઓ, પર્વતોની હાર તથા છુટાં શિખરો ઘણાં છે.

એમાં ઘણો કીમતી થોડોએક સાગ થાયછે. ગુજરાતની દક્ષિણે સુરતથી તે પોર્તુગીઝ તાબાના ગોવાપ્રાંત સુધી કોકણના વિભાગની હદ આવેલી છે, કોકણ પ્રાંતના ઘણાખરા લોકો મરાઠી હિંદુઓછે, ને તેઓ મરાઠી ભાષા બોલે છે, કોકણ પ્રાંતમાં નહાની નહાની નદીઓ ઘણીછે. એના મુખ્ય બંદરો મુંબઈ, રત્નાગીરી, વિંગોર્લા અને હર્નાઈ છે. એની મુખ્ય પેદાશ—ડાંગર, શેરડી અને નાળીએરીછે. કોકણ પ્રાંતના નીચે પ્રમાણે સાત વિભાગ થયલા છે,

| વિભાગ. | મુખ્ય શહેર, |
|---|---|
| **મુંબઈબેટ.** | **મુંબઈ** (એનું વર્ણન પહેલું આપેલું છે). |
| **થાણા જિલ્લો.** | **થાણા** ( સાલસેટ બેટમાં આવેલું છે. ) **કલ્યાણી** ( આ ઠેકાણે લોહાની સડકના ૨ ફાંટાછે,તેમાંનો એક જબલપોરથી અલાહાબાદ અને કલકત્તા તરફ જાય છે ને બીજો પુણેથઇને મદ્રાસ તરફ જાય છે) **વાંદરા; વસઈ** ( એ અસલ ફિરંગી લોકના હાથમાં હતાં. એમાં છેલ્લા પેશ્વા બાજીરાવે સને ૧૮૦૨માં અંગ્રેજો સાથે કોલકરાર કર્યા; જેથી અંગ્રેજોએ તેને મદદ કરી પાછો પુણાની ગાદીએ બેસાડયો ). |
| **કોલાબા જિલ્લો.** | **અલીબાગ.** |
| **રત્નાગિરીજિલ્લો.** | **રત્નાગિરી; વિંગોર્લા;** ( મુંબઈની દક્ષિણે અરબી સમુદ્રના કિનારાપર છે. **ઘેરિઆ** ( ગોવાની પાસે બંદર છે ). |

જવારસંસ્થાન......................જવાર.
જંજિરાસંસ્થાન...................જંજેરા.
સાવંતવાડીસંસ્થાન. .................સાવંતવાડી.

## દક્ષિણ મહરાષ્ટ્રદેશ અને ઉત્તર કનેડા.

દક્ષિણ મહારાષ્ટ્રદેશ એ દક્ષિણ પ્રાંતની દક્ષિણેછે. એ દેશનો પૂર્વ તરફનો ભાગ સપાટ અને રસાળછે. એમાં કૃષ્ણા અને તુંગભદ્રા નદી વહેછે. એમાં વિસ્તીર્ણ મેદાનોછે. તેમની ભૂમિ કાળી ૩ પાકે એવીછે ને તેમાં ખેતી ઘણી સારી થાયછે. એ દેશના નીચે પ્રમાણે વિભાગો છે.

| વિભાગો. | શેહેરો. |
|---|---|
| કલાદગી જિલ્લો. | કલાદગી, બીજાપુર; ( મુસલમાની રાજાઓના વખતમાં આ શહેર ઘણું પ્રખ્યાત હતું, પણ હાલ ત્યાં ઘણી સુંદર ઇમારતો જોવામાં આવેછે. |
| બેલગામ જિલ્લો. | બેલગામ. |
| ધારવાડ જિલ્લો. | ધારવાડ, ( દક્ષિણ મહારાષ્ટ્રનું મુખ્ય શેહેર ) હુબલી |
| કોલાપુરસંસ્થાન. | કોલાપુર ( એમાં શીવાજીના વંશના રાજા રાજ્ય કરેછે. |
| સાવનુરસંસ્થાન. | સાવનુર. |
| દક્ષિણ મરાઠા જાગીર | સાંગલી; જમખિંડી; મીરજ; કુરંદવાડ; મુધોળ; રામદુર્ગ. |

**ઉત્તર કનેડા:**—મદ્રાસ સરકારે ઉત્તર કાનડ[illegible] મુંબઈ સરકારને સને ૧૮૬૧માં સોંપ્યો. એની ઉત્તરે બેલગામ; પૂર્વે ધારવાડ અને મ્હેસૂરનું રાજ્ય, દક્ષિણે મ્હેસૂર અને મદ્રાસ ઈલાકો, પશ્ચિમે અરબી સમુદ્ર અને પોર્ટુગીઝ તાબાનું ગોવા સંસ્થાન છે. અહીંના લોકની ભાષા કાનડીછે. તેઓનો મુખ્ય ઉદ્યમ ખેતીછે, અને મુખ્ય ખોરાક ચોખાછે. એમાં કારવાડ ( ઉત્તર કેનેડાનું મુખ્ય શહેર ) કુંપટા અને હોનાવર મોટાં બંદરોછે. મુંબઇ તથા કરાંચીની પેઠે ચોમાસામાં વહાણોનું રક્ષણ થઇ શકે એવું ત્રીજું બંદર કારવાડ છે.

---

## હિંદુસ્તાન।

એશિઆની દક્ષિણમાં ત્રણ મોટાં દ્વીપકલ્પ છે, તેમાં હિંદુસ્તાનનો બીજાઓ કરતાં મોટો અને અગત્યનો દ્વીપકલ્પછે.

**સીમા:**—હીંદુસ્તાનની ઉત્તરે હિંદુકુશ, કરાકોરામ અને હિમાલય પર્વત છે; પશ્ચિમે હાલા પર્વતની પેલીમેર બલુચિસ્તાન, અને અરબી સમુદ્ર છે; દક્ષિણે હિંદીમહાસાગર અને પૂર્વે હિંદી ચીન અને બંગાળાનો ઉપસાગર છે.

કાશ્મીરની ઉત્તરથી તે કન્યાંકુમારી સુધી હિંદુસ્તાનની લંબાઈ ૧૯૦૦ માઈલ અને સિંધથી આસામ સુધી પહોળાઇ ૧૮૦૦ માઈલ છે. એનું ક્ષેત્રફળ આસરે ૧૬૦૦,૦૦૦ ચોરસ માઈલ છે, અને એમાં આસરે સાડી પચ્ચીસ કરોડ માણસની વસ્તીછે. આખી દુનીઆમાં ચીન શિવાય બીજા બધાદેશો કરતાં એમાં વસ્તી વધારેછે. હિંદુસ્તાન ત્રિકોણાકારેછે. વિંધ્યાચળ પર્વતે એ ત્રીકોણના બે ભાગ કર્યા છે, તેમાંના ઉપલા ભાગને હિંદુસ્તાન અને નીચલાને દક્ષિણ કહે છે.

**પેદાએશઃ**—( ખેતી, નીપજ વગેરે ) હિંદુસ્થાનમાં ઘઉં, ચોખા, બાજરી. જુવાર, અને ઘણીક જાતના કઠોળ, કંદ, મૂળ, મેવા, શાક વગેરે થાયછે; અફીણ, ગળી, સણ, કપાસ, તંબાકુ, શેરડી, રાઈ, તલ ( સપાટ જમીનમાં ); ચાહા, ખુન ( ડુંગરોમાં ) એળચી અને મરીના ઝાડ ( પશ્ચિમકાંઠે ) થાયછે; સુખડ, સીસમ, સાગ, કપાસ, આંમળી, આંબો, બાવળ, શેતુર. નાળીએરી, તાડ, સોપારી, વાંસ અને એ શિવાય બીજા ઘણાં ઝાડ થાયછે; મસાલા તેજાના અને ઉપયોગી વસાણાં ઘણે ઠેકાણે થાયછે.

**( ખનિજ પદાર્થ )**:—લોઢું, તાંબું, કોયલા, સોનું, રત્ન, હીરા, સુરોખાર, મીઠું અને સિંહલદ્વીપ ( લંકા ) ની આસપાસના દરિઆમાંથી આખી દુનિઆને પસંદ પડે તેવાં મોતી નીકળે છે.

**( જાનવર )**:—સિંહ, વાઘ, ચિત્તા, દીપડા, હાથી, રીછ, ગેંડા, વાંદરા, ઉંટ, ઘોડા, ઘેટાં, બકરા, ભેંસ, અને બળદ વગેરેની છે.

**રૂતુ અને હવાઃ**—હિંદુસ્થાનમાં ત્રણ રૂતુ જોવામાં આવે છે. ૧. શિઆળો ( ઠંડીની મોસમ ) ૨. ઉનાળો ( ગરમીની મોસમ ) ૩. ચોમાસુ ( વરસાદની મોસમ );

---

## હિંદુસ્તાનના વિભાગો.

૧ મુંબાઈ ઈલાકો.
૨ મદ્રાસ ઈલાકો.
૩ મ્હેસુર અને કુર્ગનાં સંસ્થાન.
૪ વરાડ સહિત હૈદ્રાબાદ સંસ્થાન.
૫ મધ્ય પ્રાંતો.
૬ મધ્યહિંદ એજન્સિનાં સંસ્થાનો
૭ રજપૂત સંસ્થાનો.
૮ પંજાબ પ્રાંત.
૯ વાયવ્ય પ્રાંત.

**૧૦ અયોધ્યા પ્રાંત.**
**૧૧ બંગાળા પ્રાંત.**
**૧૨ આસામ પ્રાંત.**
**૧૩ બ્રિટિશ બરમા પ્રાંત.**
**૧૪ નેપાળ અને ભૂતાનના સ્વતંત્ર સંસ્થાનો**
**૧૫ ફિરંગીઅને ફ્રેન્ચ સંસ્થાનો**

ઉપર જણાવેલા ૧૪ અને ૧૫ માં વિભાગો શિવાય બાકીના હિંદુસ્તાનના સર્વે પ્રાંતો તથા આસપાસના બેટો ( લંકા શિવાય ) ઉપર **કૈસરે હિંદ ( ઈંગ્લંડની મહારાણી )** તરફથી મોકલેલા **ગવર્નર જનરલ** ( સુબો ) રાજ્ય ચલાવે છે.

ગવર્નર જનરલની સત્તાનીચે બે ગવર્નર છે, જેઓ મુંબઈ અને. મદ્રાસ ઈલાકામાં અધિકાર ચલાવે છે. ત્રણ લેફ્ટેનન્ટ ( સાહેકારી ) ગવર્નર છે, જેઓ બંગાળા, પંજાબ અને વાવ્યપ્રાંતોમાં હકુમત ચલાવે છે; પાંચ મુખ્ય કમિશનરો છે, જેઓ મ્હેસુર, મધ્યપ્રાંતો, અયોધ્યા, આસામ, અને બ્રિટિશ બ્રહ્મદેશમાં અધિકાર ચલાવેછે; અને હૈદ્રાબાદ, મધ્યહિંદુસ્તાન એજન્સિ, રજપુતાના, હિંદુસ્તાન માંહેલા બીજા સંસ્થાનો અને હિંદુસ્તાનની સીમાની બહારન રાજ્યોમાં રેસિડંન્ટકે પોલિટિકલ એજંટો નીમેલા છે.

---

## હિંદુસ્તાનના બેટ.

**મુંબઈ બેટ**
**સાલસેટ બેટ (સાષ્ટી)** } હિંદુસ્તાનની પશ્ચિમે અરબીસમુદ્રમાંછે.

**લકાદીવ બેટો**
**માલદીવ બેટો** } મલબાર કોસ્ટાની પશ્ચિમે હિંદીમાહાસાગરમાં છે.

**સીલોન ( લંકા )**—હિંદુસ્તાનની દક્ષિણે હિંદીમહાસાગરમાંછે.

**રામેશ્વર**—હિંદુસ્તાન અને સીલોનની વચ્ચેછે.

**મનાર**—રામેશ્વર અને મનારની વચ્ચે ( હનુમાને પુલ બાંધેલો છે એવું કહેવામાં આવે છે. )

| | |
|---|---|
| **આન્ડામાનબેટા**<br>**નિકોબાર બેટા** | હિંદુસ્તાનની પૂર્વે બંગાળાના ઉપસાગર માંછે, બ્રિટિસ હિંદુસ્તાનમાંથી જેમને કાળે પાણીએ એટલે સમુદ્ર પાર કહાડવાની શિક્ષા થાયછે, તેમને આન્ડામન બેટમાં મોકલે છે. |

**રામરી**—બ્રિટિશબરમાની પશ્ચિમેછે.

---

## હિંદુસ્તાનના દ્વીપકલ્પ.

કાઠીઆવાડ—હિંદુસ્તાનની પશ્ચિમે ખંભાત અને કચ્છના અખાતની વચ્ચે છે.

---

## ભૂશિર.

**માંઝે**—હિંદુસ્તાનનું પશ્ચિમ બિંદુ સિંધમાં કરાંચી આગળછે.

**દીવ**—કાઠીઆવાડ દ્વીપકલ્પની દક્ષિણે.

**કામોરીન**—હિંદુસ્તાનની દક્ષિણે.

**કેલિમીઅર**—હિંદુસ્તાનના અગ્નિ ખુણામાં અને સીલોનની સામેછે.

**પલમાઈરાઝ**—હિંદુસ્તાનના ઈશાણ ખુણામાં મહાનદીના મુખની ઉત્તરે છે.

**નીગ્રસે**—બ્રિટિશ બરમામાં પેગુની નૈરૂત્ય ખુણામાં છે.

---

## હિંદુસ્તાનના પર્વતો.

**હિમાલય**—હિંદુસ્તાનની ઉત્તરે.

**શિખરો**—એવરેસ્ટ અથવા ગૌરીશંકર. એની ઉંચાઈ ૨૯૦૦૨ ફીટ છે ને પૃથ્વી ઉપર સૌથી ઉંચો ભાગ છે.—

| | | | | |
|---|---|---|---|---|
| કિનચીનજંગા | એની ઉંચાઈ | | ૨૮૧૫૬ | ફીટ. |
| દવલાગિરી | „ | „ | ૨૬૮૨૬ | „ |
| કામાલેરી | „ | „ | ૨૩૯૪૪ | „ |
| નંદાદેવી | „ | „ | ૨૩૭૦૦ | „ |

**હિંદુકુશ**—હિંદુસ્તાનની વાયવ્ય દિશાએ છે.

**કર્કોરામ**—કાસ્મીરની ઉત્તરે છે.

**શિવાલિક**—ગંગા અને બીઆસ નદીની વચ્ચે છે.

**સુલીમાન**—હિંદુસ્તાન અને અફગાનિસ્તાનની વચ્ચે. એનું શિખર—તખ્તિસુલીમાન એ ૧૧૩૧૭ ફીટ ઉંચુંછે.

**હાલા**—બલૂચિસ્તાન અને સિંધની વચ્ચે છે.

**આરેવલી**—રજપૂતાનામાં છે. એનું શિખર—આબુ એ ઉંચાઈમા ૫૦૦૦ ફુટ છે.

**વિંધ્યા**—મધ્ય હિંદુસ્તાનમાં માળવાની દક્ષિણે અને નર્મદાની ઉત્તરે.

**સાતપુડા**—નર્મદા અને તાપી નદીની વચ્ચે છે.

**સહ્યાદ્રિ અથવા પશ્ચિમ ઘાટ**—હિંદુસ્તાનના પશ્ચિમ કીનારાની સમાંતરે તાપી નદીથી તે કૉમોરીન ભૂશિર સુધી છે, ને દક્ષિણ દેશ તથા કોકણને જુદા પાડેછે.

**નિલગરી**—મ્હૈસુર પ્રાંતની દક્ષિણે છે.

પૂર્વઘાટ—હિંદુસ્તાનના પૂર્વ કીનારાની સમાંતરે માહાનદીથી તે કોમોરીન ભૂશિર સુધીછે.

---

## હિંદુસ્તાનના સમુદ્ર, અખાત અને ઉપસાગર.

અરબી સમુદ્ર—આરબસ્તાન અને હિંદુસ્તાનની વચ્ચે.
કચ્છનો અખાત—કાઠીઆવાડ અને કચ્છની વચ્ચે.
ખંભાતનો અખાત—કાઠીઆવાડ દ્વિપકલ્પની પૂર્વે.
મનારનો અખાત—હિંદુસ્તાનની દક્ષિણે.
બંગાળાનો અખાત—હિંદુસ્તાનની પૂર્વે.
માર્ટાબાનનો અખાત—બ્રિટિશ બરમાની પશ્ચિમે.

---

## હિંદુસ્તાનની સામુદ્રધુની.

પાકની સામુદ્રધુની—હિંદુસ્તાન ને સીલોનની વચ્ચે.
પામબંન પૅસેજ—હિંદુસ્તાન ને રામેશ્વર બેટની વચ્ચે.

---

## હિંદુસ્તાનના સરોવર.

વલ્લર—કાશ્મીરમાં છે.
મન્ચર—સિંધ પ્રાંતમાં છે.
સમ્ભર, સર } રજપૂતાનામાં છે.
ચિલકા—ઉત્તરસરકારના પૂર્વ કીનારા આગળ છે.
કોલર—ગોદાવરી ને કૃષ્ણા નદીની વચ્ચેછે, એમાં પાણી મીઠાંછે.
પુલિકટ—કર્ણાટકના પૂર્વ કીનારાપર આવેલું છે.

---

## હિંદુસ્તાનની નદીઓ.

**સિંધુ નદી**—હિમાલયમાંથી નીકળી કાશ્મીર, પંજાબ અને સિંધ પ્રાંતમાં થઇ અરબી સમુદ્રને મળેછે.

**નદ્યંતરગામિ**—૧ કાબુલ; ૨ પંચનદ (એ પંચનદ ને પંજાબની પાંચ નદી જેલમ, ચીનાબ, રાવી, બીઆસ અને સતલજ મળેછે.)

**મહી**—માળવાનાઉંચ સંભૂદેશમાંથી નીકળી ગુજરાતમાં થઇને ખંભાતના અખાતને મળેછે.

**સાબરમતી**—એરાવલી ડુંગરના છેડા આગળથી નીકળી ગુજરાતમાં થઇ ખંભાતના અખાતને મળેછે.

**નર્મદા**—સાતપુડા પર્વતમાંથી નીકળી મધ્યપ્રાંત, માળવા અને ગુજરાતમાં થઈ ખંભાતના અખાતને મળેછે.

**તાપી**—સાતપુડા પર્વતમાંથી નીકળી મધ્યપ્રાંત, ખાનદેશ અને ગુજરાતમાં થઇને ખંભાતના અખાતને મળેછે.

**ગંગા**—હિમાલયમાંથી નીકળી પંજાબ, વાવ્યપ્રાંત અને બંગાળામાં થઇને બંગાળાના ઉપસાગરમાં પડેછે.

**હુગલી**—ગંગામાંથી નીકળીને જુદે મુખે બંગાળાના ઉપસાગરમાં પડેછે.

**નદ્યંતરગામિ**—રામગંગા; ગોમતી; ઘોઘરા; ગાન્ડક; કુસી; સોન અને જમના (એ જમના નદીને ચંબલ, સીંધ અને બેતવા નદી મળેછે).

**બ્રહ્મપુત્રા અથવા સામ્પુ**—હિમાલયમાંથી નીકળી ટિબેટ, આસામ, અને બંગાલા પ્રાંતમાં થઇને બંગાલાના ઉપસાગરમાં પડેછે.

**મહા**—મધ્ય હિંદુસ્તાનના પર્વતમાંથી નીકળી મધ્યપ્રાંત ને ઓ-રીસામાં થઈ બંગાળાના અખાતમાં મળેછે.

**ગોદાવરી**—નાસક પાસે ત્ર્યંબકના પશ્ચિમ ઘાટમાંથી નીકળી દક્ષિણ પ્રાંત, હૈદ્રાબાદ અને ઉત્તર સરકારમાં થઇને બંગાળાના ઉપસાગરમાં પડેછે.

**કૃષ્ણા**—સતારા પાસે મહાબ્લેશ્વર આગળ પશ્ચિમ ઘાટમાંથી નીકળી દક્ષિણ પ્રાંત હૈદ્રાબાદ અને કર્ણાટકમાં થઇને બંગાળાના ઉપ-સાગરમાં પડેછે.

**નદ્યંતરગામી—વારણા; ભીમા; તુંગભદ્રા.**

| | |
|---|---|
| **પનાર**<br>**પલાર**<br>**દક્ષિણપનાર** | દક્ષણના ઉંચસંભૂદેશમાંથી નીકળીને માઇ-સોર અને કર્ણાટકમાં થઇને બંગાળાના ઉપ-સાગરમાં પડછે. |

**કાવેરી**—કુર્ગ આગળ પશ્ચિમ ઘાટમાંથી નીકળી માઇસોર અને કર્ણાટકમાં થઇને બંગાળાના ઉપસાગરમાં પડેછે.

**ઈરાવદી**—બરમાં પ્રાંતમાં નાસ્યુસાન પર્વતમાંથી નીકળી બર-મામાં વહીને બંગાળાના ઉપસાગને મળેછે.

## ઉંચસંભૂદેશ.

**માળવા**—મધ્યહિંદુસ્તાનમાં વિંધ્યા પર્વતની ઉત્તરે.

**દખણ**—દક્ષિણ હિંદુસ્તાનમાં પશ્ચિમ અને પૂર્વ ઘાટની વચ્ચે.

મદ્રાસ ઈલાકાના ત્રણ ભાગછે. **ઉત્તર સિરકાર; કર્ણાટક; મલબાર** (દક્ષિણ કાનડા સહિત). અને **કોચિન** અને **ટ્રાવન-કોર** નામનાં બે મુખ્ય દેશી રાજ્યો છે.

**મદ્રાસ**—મદ્રાસ ઈલાકાની રાજ્યધાની કોરોમાન્ડલ કોસ્ટ ઉપર આવેલુંછે. એ વ્યપારનું મોટું મથકછે ને ફોર્ટસેન્ટ જ્યોર્જ નામને

મદ્રાસનો જે કિલ્લો કહેવાય છે તે ૧૬૩૯માં બાંધવામાં આવ્યો હતો. મદ્રાસની વસ્તી આસરે ૩,૦૦,૦૦૦ માણસની છે.

**ચિંગલપટ**—પલાર નદીની પાસેછે.

**કાનજીવરમ** ( કાંચી ) ચિંગલપટના નૈરૂત્ય ખુણામાંછે.

**નેલોર**—ઉત્તર પનાર નદી ઉપર આવેલુંછે.

**મછલી પટ્ટણ**—કૃષ્ણા નદીના મુખ આગળ ઉત્તર સરકારનું એક બંદર અને શેહેર છે.

**બેઝવાડા**—કૃષ્ણા નદી ઉપર આવેલું છે.

**ગન્ટુર**—બેઝવાડાના નૈરૂત્ય ખુણામાં છે.

**રાજમંદ્રી**—ગોદાવરી નદીના કાંઠા ઉપર ઉત્તર સરકારનું એ એક નગર છે.

**ઈલોર**—કોલર સરોવરની પાસે છે. એમાં શેત્રંજી બનાવવાના કારખાનાં છે.

**કોકણદ**— } **કોરિંગ**— } ગોદાવરી નદીના ઉત્તર તરફના મુખ આગળ બંદરોછે.

**વીઝગાપટણ**—એ એક બંદર છે, અને સિંગડાની બનાવેલી પેટીઓને માટે પ્રખ્યાત છે.

**કડાપા**—પનાર નદી ઉપર છે.

**બેલારી**—કડાપાની પશ્ચિમે લશ્કરી મથક છે.

**આર્કટ**—ચિંગલપટની દક્ષિણે; કર્ણાટકની આગલી રાજ્યધાની. કલાઇવે એ શેહેર ૧૭૫૧માં લીધું.

**કદાલોર**—દક્ષિણ પનાર નદીને કાંઠે આવેલું છે. એનીપાસે ફોર્ટ સેન્ટ દેવિડના ખંડીએર આવેલાં છે.

**પોન્ડીચરી**—કર્નાટકની પૂર્વમાં ફ્રેન્ચ સંસ્થાનની રાજ્યધાની છે.

પોર્ટોનોવા—આ શેહેર પાસે સર આયરકૂટે હૈદરને ૧૭૮૧માં હરાવ્યો હતો.

ટેન્જોર—કાવેરી નદીની શાખા ઉપર આવેલું છે.

નીગાપટ્ટણ—આગળ વલંદાનું સંસ્થાન હતું; કેલીમીયર ભૂશીરની ઉત્તરે એક બંદર છે.

ટ્રાંકિવબાર—નીગાપટ્ટણની ઉત્તરે છે. આગળ ડેન લોકોના હાથમાં હતું.

મદુરા—ત્રિચિનાપોલીની દક્ષિણે છે. ટીપુસુલતાન પાસે ૧૭૯૯માં અંગ્રેજે લીધું.

ટિનાવલી— છેક દક્ષિણમાં છે.

ટ્યુટિકોરિન—ટિનાવલીની પૂર્વમાં અથવા મનારના અખાતની ઉત્તરે એક બંદર છે.

ચિતુર—મદ્રાસની પશ્ચિમે.

વેલોર—ચિતુરની દક્ષિણે અને પલાર નદી ઉપર છે. એમાં લશ્કરી મથક છે.

ટ્રિપટી—પુલીકટ સરોવરની પશ્ચિમે એક પવિત્ર ધામ છે.

આર્નિ—આર્કટની દક્ષિણે છે. એ ઠેકાણે કર્ણાટકના નવાબ ચંદા સાહેબના છોકરા રાજાસાહેબને ૧૭૫૧માં કલાઇવે હરાવ્યો હતો.

ત્રિચીનાપોલી—કાવેરી નદી ઉપર આવેલું છે. એ ઠેકાણે લશ્કરી છાવણી છે.

સાલમ— પનાર અને કાવેરી નદીની વચમાં છે. ૧૭૯૯માં ટીપુ સુલતાન પાસે અંગ્રેજે લીધું.

કોઇંબતુર—સાસાલમની નૈરૂત્ય ખુણામાં છે. ટીપુ મુઆ પછી અંગ્રેજે ૧૭૯૯માં લીધું.

**ઉતાકમાંડ**—કોઇમ્બટુરની ઉત્તરે એક હવાવાળી ટેકરી છે, જ્યાં ગરમીના દહાડામાં મદ્રાસનો ગવરનર જઇને રહે છે.

**ટ્રાવણકોર**—કોમરીન ભૂશીરની વાયવ્ય ખુણામાં એક દેશી રાજ્ય છે. એમાં એળચી, મરી, ખુન સ.રાં થાય છે.

**ત્રિવાનદ્રમ**—ટ્રાવણકોરના રાજ્યનું મુખ્ય શેહેર છે.

**કવીલોન**—ટ્રાવણકોરના પશ્ચિમ કીનારા ઉપર એક બંદર છે.

**કલિકટ**—મલબારનું મુખ્ય શેહેર. એમાંથી મરી, નાળીએર સાગનું લાકડું વગેરે દેશાવર જાયછે.

**બેપુર**—કલીકટની પાસેછે.

**કોચીન**—મલબાર કોસ્ટ ઉપર બેપુરની દક્ષિણે એક બંદર છે. એમાં મોટાં વહાણો રહેછે.

**ત્રિચુર**—કોચિનનું મુખ્ય શેહેર કોચીનની ઉત્તરમાં છે.

**ટિલિચરી**—બેપુરની ઉત્તર તરફ અરબી સમુદ્રના કીનારા ઉપર બંદર છે.

**કાનાનોર**—ટિલીચરીની ઉત્તરે બંદર છે.

**માંગલોર**—દક્ષિણ કાનરાનું મુખ્ય શેહેર કાનોરની ઉત્તરે છે.

---

## મ્હેસૂર અને કુર્ગ સંસ્થાન.

**મ્હેસૂર**—મ્હેસૂરનું મુખ્ય શેહેર ને એમાં રાજા રહેછે.

**બાંગલોર**—એમાં રેસિડન્ટ અને લશ્કર રહેછે

**સેરિંગાપટમ**—હૈદર અને ટીપુની રાજ્યધાની, કાવેરી નદી ઉપર છે. અંગ્રેજે ૧૭૯૯માં હુમલો કરી એ શેહેર લીધું, ને ટીપુ માર્યો ગયો.

**કુર્ગ**—એ મ્હેસૂરના ચીફ કિમશનરની સત્તા નિચે છે. એમાં એળચી તથા ખુન થાયછે.

મરકરા—કુર્ગ પ્રાંતનું મુખ્ય શેહેર.

## હૈદ્રાબાદ અને વરાડ ( બીરાર ) સંસ્થાન.

હૈદ્રાબાદ—હૈદ્રાબાદ પ્રાંતની રાજ્યધાની. મુસી નદી ઉપરછે. એમા અંગ્રેજી રેસિડન્ટ રહેછે.

સિકંદ્રાબાદ } હૈદ્રાબાદની પાસેછે. એમાં અંગ્રેજી લશ્કરની
બોલારમ } છાવણીછે.

બીદર—મંજીરા નદી ઉપર છે. એ ઠેકાણાનાં સોના રૂપાની કારીગરી વાળાં પીતળનાં વાસણ વખણાય છે.

ગોવલકોન્ડા—હૈદ્રાબાદની પાસેછે, એમાં મજબુત કિલ્લોછે, ને એ હીરાની ખાણોને માટે પ્રખ્યાત છે.

ઓરંગાબાદ—અસલી સુંદર ઈમારતોને માટે પ્રખ્યાત છે.

દોલતાબાદ—ઓરંગાબાદની પાસે છે, ને એમાં મજબુત કિલ્લો છે.

એસે—દોલતાબાદના ઈશાણ કોણમાં છે. ૧૮૦૩માં આ ઠેકાણે જનરલ વેલેસ્લિએ મરાઠાને હરાવ્યા.

ઈલોરા—દોલતાબાદ પાસે છે. પર્વતમાં કોતરી કાહાડેલાં દહેરાંને માટે પ્રખ્યાત છે.

જાલના—ઓરંગાબાદની પૂર્વેછે. એમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

ઈલિચપુર—બીરારની આગલી રાજ્યધાની.

ઉમરાવતી } રૂના વ્યાપારને માટે પ્રખ્યાત છે.
ખાનગામ }

## મધ્યપ્રાંતો.

નાગપોર—મધ્યપ્રાંતની રાજધાની. રેશમી ધોતી જોડાને માટે પ્રખ્યાત છે.

**કામ્તી**—નાગપોરની ઉત્તરમાં છે. એમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

**ચંદા**—વરધા અને પેનગંગાના સંગમની ઉત્તરે છે.

**જબલપોર**—ઉત્તરમાંછે. એમાં આરસના ડુંગરો છે ને કોલસાની ખાણોછે.

**સાગર**—જબલપુરના વાયવ્ય ખુણામાં છે. એમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

**બરાનપોર**—પશ્ચિમમાં તાપી નદી ઉપર છે.

**રાયપુર**—નાગપુરમાં છે.

**સંબલપુર**—પુર્વમાં મહાનદી ઉપર છે. એ ઠેકાણેથી થોડા હીરા મળે છે.

---

**મધ્યહિંદ એજન્સિના સંસ્થાનો.**

એ એજન્સિના બે મોટા ભાગ છે; એક ભાગમાં ગ્વાલિયરનું રાજ્ય અને પ્રાચીન માળવાનો ઘણો ખરો ભાગ છે, અને બીજામાં બુંદેલખંડ માંહેલા દેશી રાજ્યો અને રેવાનું મોટું રાજ્ય છે.

**બુંદેલખંડ**—રેવાની પશ્ચિમેછે.

**રેવા**—બુંદેલખંડનું મુખ્ય શેહેર, અલાહાબાદની દક્ષિણે નગરછે.

**ગ્વાલિયર**—ઉત્તરમાં આવેલું છે. મધ્યહિંદ એજન્સિનું મુખ્ય શેહેર છે.

**જનસી**—ગ્વાલિયરના અગ્નિકોણમાં છે.

**ઉજ્જન**—માળવાની અસલની રાજ્યધાની. દક્ષિણમાં ચંબલ નદીની શાખા સીપ્રા ઉપરછે.

**ઈન્દોર**—હોલ્કરના રાજ્યનું મુખ્ય શેહેર, ઉજ્જનની દક્ષિણે આવેલું છે. એમાં ગવર્નર જનરલનો એજન્ટ રહેછે.

**મઉ**—ઈન્દોરની દક્ષિણે છે } એમાં અંગ્રેજી લશ્કરની છાવણીછે.
**નીમચ**—પશ્ચિમમાં છે. }

**ભોપાલ**—નર્મદાની ઉત્તરે આવેલું છે. એ ભોપાલની બેગમની રાજ્યધાની છે.

**સિહોર**—ભોપાલની પશ્ચિમેછે. એમાં પોલિટિકલ એજંટ રહેછે.

## રજપૂતાના સંસ્થાનો.

**આબુ**—ગવર્નર જનરલના એજન્ટનું રહેવાનું મથક છે. એમાં બધાં મળી ૧૮ દેશી સંસ્થાનો છે. તેઓ અજમેર અને મ્હેરવાડાના અંગ્રેજી મુલકની આસપાસ જથાબંધ છે. નીચે જણાવેલા સંસ્થાનોમાં *આવી નીશાનીવાળાં મુખ્યછે.

ઉત્તરમાં વિકાનેર ને અલવડ; પુર્વમાં કિસનગઢ, * જેપુર, * ભરતપુર, ધોળપુર, કિરોલી, ટોંક; દક્ષિણમાં * બુંદી, કોટા, ઝાલાવાડ, પ્રતાપગઢ, વાંસવાડા, ડુંગરપુર, * મેવાડ (ઉદેપુર), ને શિરોહી; પશ્ચિમમાં * મારવાડ ( જોધપુર ); * ને જસલમીર છે.

## પંજાબપ્રાંત.

**લાહોર**—પંજાબ પ્રાંતની રાજ્યધાની, રાવીનદીના કાંઠા ઉપરછે.

**અમ્રિતસર**—લાહોરની ઉત્તરે શીખ લોકોનું પવિત્ર શેહેરછે, અને રેશમી લૂગડાંને માટે પ્રખ્યાત છે,

**જલન્ધર**—સતલજ નદીને કાંઠે ને અમ્રિતસરની અગ્નિકોણમાં છે, એમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

**લુદિઆણા**—સતલજ નદીની પાસેછે. એમાં શાલ બનાવવાના કારખાનાં છે.

**સોબ્રાઓન**—લુદિઆણાની પશ્ચિમ તરફછે. એમાં સર હ્યુ ગોફે ૧૮૪૬માં સીખ લશ્કરને હરાવ્યું હતું.

**અંબાલા**—સતલજ અને જમના નદીની વચ્ચે છે. એની દક્ષિણે થાનેશ્વર છે કે જે મહંમદ ગીજનીએ ૧૦૧૪ માં લૂટયું હતુ.

**સિમલા**—એ સતલજ નદીને કાંઠે ઉંચી હવાવાળી ટેકરી છે, જ્યાં હિંદુસ્તાનનો ગવર્નર જનરલ ગરમીના દિવસમાં જઈ રહેછે.

**દીલ્હી**—જમના નદીના કાંઠાઉપર છે, એ મુગલ રાજ્યની રાજધાની હતી. ૧૮૫૭ના બળવામાં અંગ્રેજે જીતી લીધું. એ શાહજહાં બાદશાહનું બંધાવેલુંછે.

**મુલતાન**—ત્રીંમાખ નદીની ઉત્તરે છે. એ શેહેર જનરલ વીસે હુમલો કરીને ૧૮૪૯ માં લીધું. રેશમી લુગડાં ને શાલની બનાવટને માટે પ્રખ્યાત છે.

**પાનીપત**—દીલ્હીની ઉત્તરે પ્રસિધ્ધ રણક્ષેત્રછે. ૧૧૯૧ માં દીલ્હીના રાજા પૃથુરાજે શાહબુદીન ઘોરીને, ૧૫૨૬માં બાબરે ઈબ્રાહીમ લોદીને, ૧૫૫૬માં અકબરના વજીર બેરામે મહમદ આદીલીના વજીર હેમુને અને ૧૭૬૧માં અહમદશાહ દુરાનીએ મરાઠા સરદાર સદાશીવ ભાઉને હરાવ્યો.

**અટક**—સિંધુ અને કાબુલ નદીના સંગમ ઉપરછે.

**પેશાવર**—આફગાનિસ્તાનની સરહદ આગળ કાબુલ નદીઉપર એ મોટું લશ્કરી મથક છે.

**જેલમ**—જેલમ નદીને કાંઠે આવેલું છે.

**રાવલ પીંડી**—જેલમ અને સિંધુ નદીની વચ્ચે એક લશ્કરી મથક છે.

**મરી**—રાવલ પીંડીના ઇશાન કોણમાં એક હવાવાળી ઉંચી ટેકરી છે.

ગુજરાત—ચીનાબ નદીની પાસેછે. એ ઠેકાણે સીખ લોકોને ૧૮૪૯ માં સર હ્યુ ગોફે હરાવ્યા ને પંજાબ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

કાશ્મિર (શ્રીનગર)—જેલમ નદી ઉપર કાશ્મીરના રાજ્યનું મુખ્ય શેહેર.

લાડક—આગળ ટિબેટનો ભાગ જણાતો હતો પણ હાલમા કાશ્મીરના તાબામાં છે.

લહે—કાશ્મીર પ્રાંતમાં સિંધુ નદીની પાસે લાડકનીરાજ્યધાની છે.

ભાવલપુર—સતલજ અને સિંધુ નદીના ડાબા કાંઠાઉપર નવાબના તાબામાં છે.

પત્યાલા—સીખ લોકોમાં આ મોટામાં મોટું રાજ્ય છે. એ સિવાય જિંડ, નભા, કપરથલા, ફરિદકોટ, અને કલશીઆ, એ પાંચ સંસ્થાનો સીખ લોકોનાંછે, તેમાં પત્યાલા અને કપરથલા શિવાય બધાંએ સતલજની દક્ષિણે સરહિંદમાં છે.

## વાયવ્ય પ્રાંતો.

અલાહાબાદ (પ્રયાગ)—ગંગા અને જમના નદીના સંગમ ઉપર વાયવ્ય પ્રાંતની રાજ્યધાની છે. એમાં વાયવ્ય પ્રાંતનો લેફ્ટેનન્ટ ગવર્નર રહેછે. ગંગા અને જમનાના સંગમ આગળ નહાવું એ હિંદુઓથી પવિત્ર ગણાયલું છે. અલાહાબાદ આગળ બે રેલવે લાઇન મળેછે તેમાંની એક કલકત્તા તરફ અને બીજી પંજાબ અને સિંધ તરફ જાયછે.

કાનપોર—ગંગા નદી ઉપર એ એક લશ્કરી મથક છે ને એ ઠેકાણે નાના સાહેબે ૧૮૫૭ માં અંગ્રેજોની કતલ કરી હતી.

**ઉત્તર કનેડાઃ**—મદ્રાસ સરકારે ઉત્તર કાન[illegible] મુંબઈ સરકારને સને ૧૮૬૧માં સોપ્યો. એની ઉત્તરે બેલગામ; પૂર્વે ધારવાડ અને મ્હૈસૂરનું રાજ્ય, દક્ષિણે મ્હૈસૂર અને મદ્રાસ ઈલાકો, પશ્ચિમે અરબી સમુદ્ર અને પોર્ટુગીઝ તાબાનું ગોવા સંસ્થાન છે. અહીંના લોકની ભાષા કાનડીછે. તેઓનો મુખ્ય ઉદ્યમ ખેતીછે, અને મુખ્ય ખોરાક ચોખાછે. એમાં **કારવાડ** ( ઉત્તર કેનેડાનું મુખ્ય શહેર ) **કુંપટા** અને **હોનાવર** મોટાં બંદરોછે. મુંબઇ તથા કરાંચીની પેઠે ચોમાસામાં વહાણોનું રક્ષણ થઇ શકે એવું ત્રીજું બંદર **કારવાડ** છે.

---

# હિંદુસ્તાન।

એશિઆની દક્ષિણમાં ત્રણ મોટાં દ્વીપકલ્પ છે, તેમાં હિંદુસ્તાનનો બીજાઓ કરતાં મોટો અને અગત્યનો દ્વીપકલ્પછે.

**સીમાઃ**—હીંદુસ્તાનની ઉત્તરે હિંદુકુશ, કેરાકોરામ અને હિમાલય પર્વત છે; પશ્ચિમે હાલા પર્વતની પેલીમેર બલૂચિસ્તાન, અને અરબી સમુદ્ર છે; દક્ષિણે હિંદીમહાસાગર અને પૂર્વે હિંદી ચીન અને બંગાળાનો ઉપસાગર છે.

* કાશ્મીરની ઉત્તરથી તે કન્યાકુમારી સુધી હિંદુસ્તાનની લંબાઈ ૧૯૦૦ માઇલ અને સિંધથી આસામ સુધી પહોળાઇ ૧૮૦૦ માઇલ છે. એનું ક્ષેત્રફળ આસરે ૧૬૦૦,૦૦૦ ચોરસ માઇલ છે, અને એમાં આસરે સાડી પચ્ચીસ કરોડ માણસની વસ્તીછે. આખી દુનીઆમાં ચીન શિવાય બીજા બધાદેશો કરતાં એમાં વસ્તી વધારેછે. હિંદુસ્તાન ત્રિકોણાકારેછે. વિંધ્યાચળ પર્વતે એ ત્રીકોણના બે ભાગ કર્યા છે, તેમાંના ઉપલા ભાગને **હિંદુસ્તાન** અને નીચલાને દક્ષિણ કહે છે.

**પેદાશ:**—( ખેતી, નીપજ વગેરે ) હિંદુસ્થાનમાં ઘઉં, ચોખા, બાજરી. જુવાર, અને ઘણીક જાતના કઠોળ, કંદ, મૂળ, મેવા, શાક વગેરે થાયછે; અફીણ, ગળી, સણ, કપાસ, તંબાકુ, શેરડી, રાઈ, તલ ( સપાટ જમીનમાં ); ચાહા, ખુન ( ડુંગરોમાં ) એળચી અને મરીના ઝાડ ( પશ્ચિમકાંઠે ) થાયછે; સુખડ, સીસમ, સાગ, કપાસ, આંમળી, આંબો, બાવળ, શેતુર. નાળીએરી, તાડ, સોપારી, વાંસ અને એ શિવાય બીજા ઘણાં ઝાડ થાયછે; મસાલા તેજાના અને ઉપયોગી વસાણાં ઘણે ઠેકાણે થાયછે.

( ખનિજ પદાર્થ ):—લોઢું, તાંબું, કોયલા, સોનું, રત્ન, હીરા, સુરોખાર, મીઠું અને સિંહલદ્વીપ ( લંકા ) ની આસપાસના દરિઆમાંથી આખી દુનિઆને પસંદ પડે તેવાં મોતી નીકળે છે.

( જાનવર ):—સિંહ, વાઘ, ચિત્તા, દીપડા, હાથી, રીછ, ગેંડા, વાંદરા, ઉંટ, ઘોડા, ઘેટાં, બકરા, ભેંસ, અને બળદ વગેરેની છે.

**રૂતુ અને હવા:**—હિંદુસ્થાનમાં ત્રણ રૂતુ જોવામાં આવે છે. ૧. શિઆળો ( ઠંડીની મોસમ ) ૨. ઉનાળો ( ગરમીની મોસમ ) ૩. ચોમાસુ ( વરસાદની મોસમ );

---

## હિંદુસ્તાનના વિભાગો.

૧ મુંબાઈ ઈલાકો.
૨ મદ્રાસ ઈલાકો.
૩ મ્હેસુર અને કુર્ગનાં સંસ્થાન.
૪ વરાડ સહિત હૈદ્રાબાદ સંસ્થાન.
૫ મધ્ય પ્રાંતો.
૬ મધ્યહિંદ એજન્સિનાં સંસ્થાનો
૭ રજપૂત સંસ્થાનો.
૮ પંજાબ પ્રાંત.
૯ વાયવ્ય પ્રાંત.

**૧૦ અયોધ્યા પ્રાંત.**
**૧૧ બંગાળા પ્રાંત.**
**૧૨ આસામ પ્રાંત.**
**૧૩ બ્રિટિશ બરમા પ્રાંત.**
**૧૪ નેપાળ અને ભૂતાનના સ્વતંત્ર સંસ્થાનો**
**૧૫ ફિરંગીઅને ફ્રેન્ચ સંસ્થાનો**

ઉપર જણાવેલા ૧૪ અને ૧૫ માં વિભાગો શિવાય બાકીના હિંદુસ્તાનના સર્વે પ્રાંતો તથા આસપાસના બેટો ( લંકા શિવાય ) ઉપર કૈસરે હિંદ ( ઈગ્લંડની મહારાણી ) તરફથી મોકલેલા ગવર્નર જનરલ ( સુબો ) રાજ્ય ચલાવે છે.

ગવર્નર જનરલની સત્તાનીચે બે ગવર્નર છે, જેઓ મુંબઈ અને. મદ્રાસ ઈલાકામાં અધિકાર ચલાવે છે. ત્રણ લેફ્ટેનન્ટ ( સાહેકારી ) ગવર્નર છે, જેઓ બંગાળા, પંજાબ અને વાવ્યપ્રાંતોમાં હકુમત ચલાવે છે; પાંચ મુખ્ય કમિશનરો છે, જેઓ મ્હેસુર, મધ્યપ્રાંતો, અયોધ્યા, આસામ, અને બ્રિટિશ બ્રહ્મદેશમાં અધિકાર ચલાવેછે; અને હૈદ્રાબાદ, મધ્યહિંદુસ્તાન એજન્સિ, રજપુતાના, હિંદુસ્તાન માંહેલા બીજા સંસ્થાનો અંને હિંદુસ્તાનની સીમાની બહારન રાજયોમાં રેસિડંન્ટકે પોલિટિકલ એજંટો નીમેલા છે.

---

## હિંદુસ્તાનના બેટ.

**મુંબઈ બેટ**
**સાલસેટ બેટ (સાષ્ટી)** } હિંદુસ્તાનની પશ્ચિમે અરબીસમુદ્રમાંછે.

**લકાદીવ બેટો**
**માલદીવ બેટો** } મલબાર કોસ્ટાની પશ્ચિમે હિંદીમાહાસાગરમાં છે.

**સીલોન ( લંકા )—હિંદુસ્તાનની દક્ષિણે હિંદીમહાસાગરમાંછે.**

રામેશ્વર—હિંદુસ્તાન અને સીલોનની વચ્ચેછે.

મનાર—રામેશ્વર અને મનારની વચ્ચે ( હનુમાને પુલ બાંધેલો છે એવું કહેવામાં આવે છે.)

| | |
|---|---|
| આન્ડામાનબેટો નિકોબાર બેટો | હિંદુસ્તાનની પૂર્વે બંગાળાના ઉપસાગર માંછે, બ્રિટિસ હિંદુસ્તાનમાંથી જેમને કાળે પાણીએ એટલે સમુદ્ર પાર કહાડવાની શિક્ષા થાયછે, તેમને આન્ડામન બેટમાં મોકલે છે. |

રામરી—બ્રિટિશબરમાની પશ્ચિમેછે.

---

## હિંદુસ્તાનના દ્વીપકલ્પ.

કાઠીઆવાડ—હિંદુસ્તાનની પશ્ચિમે ખંબાત અને કચ્છના અખાતની વચ્ચે છે.

---

## ભૂશિર.

માંઝે—હિંદુસ્તાનનું પશ્ચિમ બિંદુ સિંધમાં કરાંચી આગળછે.

દીવ—કાઠીઆવાડ દ્વીપકલ્પની દક્ષિણે.

કામોરીન—હિંદુસ્તાનની દક્ષિણે.

કેલિમીઅર—હિંદુસ્તાનના અગ્નિ ખુણામાં અને સીલોનની સામેછે.

પલમાઈરાઝ—હિંદુસ્તાનના ઈશાણ ખુણામાં મહાનદીના મુખની ઉત્તરે છે.

નીગ્રસે—બ્રિટિશબરમામાં પેગુની નૈરૃત્ય ખુણામાં છે.

---

## હિંદુસ્તાનના પર્વતો.

**હિમાલય**—હિંદુસ્તાનની ઉત્તરે.
**શિખરો**—એવરેસ્ટ અથવા ગૌરીશંકર. એની ઉંચાઈ ૨૯૦૦૨ ફીટ છે ને પૃથ્વી ઉપર સૌથી ઉંચો ભાગ છે.—

| | | | | |
|---|---|---|---|---|
| કિનચીનજંગા | એની | ઉંચાઈ | ૨૮૧૫૬ | ફીટ. |
| દવલાગિરી | ,, | ,, | ૨૬૮૨૬ | ,, |
| કામાલેરી | ,, | ,, | ૨૩૯૪૪ | ,, |
| નંદાદેવી | ,, | ,, | ૨૩૭૦૦ | ,, |

**હિંદુકુશ**—હિંદુસ્તાનની વાયવ્ય દિશાએ છે.
**કર્કોરામ**—કાસ્મીરની ઉત્તરે છે.
**શિવાલિક**—ગંગા અને બીઆસ નદીની વચ્ચે છે.
**સુલીમાન**—હિંદુસ્તાન અને અફગાનિસ્તાનની વચ્ચે. એનું શિખર—તખ્તિસુલીમાન એ ૧૧૩૧૭ ફીટ ઉંચું છે.
**હાલા**—બલુચિસ્તાન અને સિંધની વચ્ચે છે.
**આરેવલી**—રજપૂતાનામાં છે. એનું શિખર—આબુ એ ઉંચાઈમા ૫૦૦૦ ફુટ છે.
**વિંધ્યા**—મધ્ય હિંદુસ્તાનમાં માળવાની દક્ષિણે અને નર્મદાની ઉત્તરે.
**સાતપુડા**—નર્મદા અને તાપી નદીની વચ્ચે છે.
**સહ્યાદ્રિ અથવા પશ્ચિમ ઘાટ**—હિંદુસ્તાનના પશ્ચિમ કીનારાની સમાંતરે તાપી નદીથી તે કૉમોરીન ભૂશિર સુધી છે, ને દક્ષિણ દેશ તથા કોકણને જુદા પાડેછે.
**નિલગરી**—મ્હેસુર પ્રાંતની દક્ષિણે છે.

પૂર્વઘાટ—હિંદુસ્તાનના. પૂર્વ કીનારાની સમાંતરે માહાનદીથી તે કોમોરીન ભૂશિર સુધીછે.

## હિંદુસ્તાનના સમુદ્ર, અખાત અને ઉપસાગર.

અરબી સમુદ્ર—આરબસ્તાન અને હિંદુસ્તાનની વચ્ચે.
કચ્છનો અખાત—કાઠીઆવાડ અને કચ્છની વચ્ચે.
ખંભાતનો અખાત—કાઠીઆવાડ દ્વિપકલ્પની પૂર્વે.
મનારનો અખાત—હિંદુસ્તાનની દક્ષિણે.
બંગાળાનો અખાત—હિંદુસ્તાનની પૂર્વે.
માર્ટાબાનનો અખાત—બ્રિટિશ બરમાની પશ્ચિમે.

## હિંદુસ્તાનની સામુદ્રધુની.

પાકની સામુદ્રધુની—હિંદુસ્તાન ને સીલોનની વચ્ચે.
પામબંન પૅસૅજ—હિંદુસ્તાન ને રામેશ્વર બેટની વચ્ચે.

## હિંદુસ્તાનના સરોવર.

વલર—કાશ્મીરમાં છે.
મન્ચર—સિંધ પ્રાંતમાં છે.
સમ્ભર } રજપૂતાનામાં છે.
સર }
ચિલકા—ઉત્તરસરકારના પૂર્વ કીનારા આગળ છે.
કોલર—ગોદાવરી ને કૃષ્ણા નદીની વચ્ચેછે, એમાં પાણી મીઠાંછે.
પુલિકટ—કર્ણાટકના પૂર્વ કીનારાપર આવેલુંછે.

## હિંદુસ્તાનની નદીઓ.

**સિંધુ નદી**—હિમાલયમાંથી નીકળી કાશ્મીર, પંજાબ અને સિંધ પ્રાંતમાં થઇ અરબી સમુદ્રને મળેછે.

**નદ્યંતરગામિ**—૧ કાબુલ; ૨ પંચનદ (એ પંચનદ ને પંજાબની પાંચ નદી **જેલમ, ચીનાબ, રાવી, બીઆસ** અને **સતલજ** મળેછે.)

**મહી**—માળવાનાઉંચ સંભૂદેશમાંથી નીકળી ગુજરાતમાં થઇને ખંબાતના અખાતને મળેછે.

**સાબરમતી**—એરાવલી ડુંગરના છેડા આગળથી નીકળી ગુજરાતમાં થઇ ખંબાતના અખાતને મળેછે.

**નર્મદા**—સાતપુડા પર્વતમાંથી નીકળી મધ્યપ્રાંત, માળવા અને ગુજરાતમાં થઈ ખંબાતના અખાતને મળેછે.

**તાપી**—સાતપુડા પર્વતમાંથી નીકળી મધ્યપ્રાંત, ખાનદેશ અને ગુજરાતમાં થઇને ખંબાતના અખાતને મળેછે.

**ગંગા**—હિમાલયમાંથી નીકળી પંજાબ, વાવ્યપ્રાંત અને બંગાળામાં થઇને બંગાળાના ઉપસાગરમાં પડેછે.

**હુગલી**—ગંગામાંથી નીકળીને જુદે મુખે બંગાળાના ઉપસાગરમાં પડેછે.

**નદ્યંતરગામિ**—રામગંગા; ગોમતી; ઘોઘરા; ગાન્ડક; કુસી; **સોન** અને **જમના** (એ જમના નદીને **ચંબલ, સીંધ** અને **બેતવા** નદી મળેછે).

**બ્રહ્મપુત્રા** અથવા **સામ્પુ**—હિમાલયમાંથી નીકળી તિબેટ, આસામ, અને બંગાલા પ્રાંતમાં થઇને બંગાલાના ઉપસાગરમાં પડેછે.

**મહા**—મધ્ય હિંદુસ્તાનના પર્વતમાંથી નીકળી મધ્યપ્રાંત ને ઓરીસામાં થઈ બંગાળાના અખાતમાં મળેછે.
ગોદાવરી—નાસક પાસે ત્રયંબકના પશ્ચિમ ઘાટમાંથી નીકળી દક્ષિણ પ્રાંત, હૈદ્રાબાદ અને ઉત્તર સરકારમાં થઇનેં બંગાળાના ઉપસાગરમાં પડેછે.
કૃષ્ણા—સતારા પાસે મહાબ્લેશ્વર આગળ પશ્ચિમ ઘાટમાંથી નીકળી દક્ષિણ પ્રાંત હૈદ્રાબાદ અને કર્ણાટકમાં થઇને બંગાળાના ઉપસાગરમાં પડેછે.
**નધંતરગામી—વારણા; ભીમા; તુંગભદ્રા.**

| | |
|---|---|
| **પનાર**<br>**પલાર**<br>**દક્ષિણપનાર** | દક્ષણના ઉંચસંભૂદેશમાંથી નીકળીને માઇસોર અને કર્ણાટકમાં થઇને બંગાળાના ઉપસાગરમાં પડછે. |

કાવેરી—કુર્ગ આગળ પશ્ચિમ ઘાટમાંથી નીકળી માઇસોર અને કર્ણાટકમાં થઇને બંગાળાના ઉપસાગરમાં પડેછે.
ઈરાવદી—બરમાં પ્રાંતમાં નાસ્યુસાન પર્વતમાંથી નીકળી બરમામાં વહીને બંગાળાના ઉપસાગને મળેછે.

## ઉચસંભૂદેશ.

**માળવા**—મધ્યહિંદુસ્તાનમાં વિંધ્યા પર્વતની ઉત્તરે.
**દખણ**—દક્ષિણ હિંદુસ્તાનમાં પશ્ચિમ અને પૂર્વ ઘાટની વચ્ચે.

મદ્રાસ ઈલાકાના ત્રણ ભાગછે. **ઉત્તર સિરકાર; કર્ણાટક; મલબાર** ( દક્ષિણ કાનડા સહિત ). અને **કોચિન** અને **ટ્રાવનકોર** નામનાં બે મુખ્ય દેશી રાજ્યો છે.

**મદ્રાસ**—મદ્રાસ ઈલાકાની રાજ્યધાની કોરોમાન્ડલ કોસ્ટ ઉપર આવેલુંછે. એ વ્યપારનું મોટું મથકછે ને ફોર્ટસેન્ટ જ્યોર્જ નામને

મદ્રાસનો જે કિલ્લો કહેવાય છે તે ૧૬૩૯માં બાંધવામાં આવ્યો હતો. મદ્રાસની વસ્તી આસરે ૩,૦૦,૦૦૦ માણુસની છે.

**ચિંગલપટ**—પલાર નદીની પાસેછે.

**કાનજીવરમ** (કાંચી) ચિંગલપટના નૈરૂત્ય ખુણામાંછે.

**નેલોર**—ઉત્તર પનાર નદી ઉપર આવેલુંછે.

**મછલી પટ્ટણુ**—કૃષ્ણા નદીના મુખ આગળ ઉત્તર સરકારનું એક બંદર અને શેહેર છે.

**બેઝવાડા**—કૃષ્ણા નદી ઉપર આવેલું છે.

**ગન્દુર**—બેઝવાડાના નૈરૂત્ય ખુણામાં છે.

**રાજમંદ્રી**—ગોદાવરી નદીના કાંઠા ઉપર ઉત્તર સરકારનું એ એક નગર છે.

**ઈલોર**—કોલર સરોવરની પાસે છે. એમાં શેત્રંજી બનાવવાના કારખાનાં છે.

**કોકણુદ**—<br>**કોરિંગ**— } ગોદાવરી નદીના ઉત્તર તરફના મુખ આગળ બંદરોછે.

**વીઝગાપટણુ**—એ એક બંદર છે, અને સિંગડાની બનાવેલી પેટીઓને માટે પ્રખ્યાત છે.

**કડાપા**—પનાર નદી ઉપર છે.

**બેલારી**—કડાપાની પશ્ચિમે લશ્કરી મથક છે.

**આર્કટ**—ચિંગલપટની દક્ષિણે; કર્ણાટકની આગલી રાજ્યધાની. કલાઇવે એ શેહેર ૧૭૫૧માં લીધું.

**કદાલોર**—દક્ષિણ પનાર નદીને કાંઠે આવેલું છે. એનીપાસે ફોર્ટ સેન્ટ દેવિડના ખંડીએર આવેલાં છે.

**પોન્ડીચરી**—કર્નાટકની પૂર્વમાં ફ્રેન્ચ સંસ્થાનની રાજ્યધાની છે.

પોર્ટોનોવા—આ શેહેર પાસે સર આયરકૂટે હૈદરને ૧૭૮૧માં હરાવ્યો હતો.

ટેન્જોર—કાવેરી નદીની શાખા ઉપર આવેલું છે.

નીગાપટ્ટણ—આગળ વલંદાનું સંસ્થાન હતું; કેલીમીયર ભૂશીરની ઉત્તરે એક બંદર છે.

ટ્રાંકિવબાર—નીગાપટ્ટણની ઉત્તરે છે. આગળ ડેન લોકોના હાથમાં હતું.

મદુરા—ત્રિચિનાપોલીની દક્ષિણે છે. ટીપુસુલતાન પાસે ૧૭૯૪માં અંગ્રેજે લીધું.

ટિનાવલી— છેક દક્ષિણમાં છે.

ટ્યુટિકોરિન—ટિનાવલીની પૂર્વમાં અથવા મનારના અખાતની ઉત્તરે એક બંદર છે.

ચિતુર—મદ્રાસની પશ્ચિમે.

વેલોર—ચિતુરની દક્ષિણે અને પલાર નદી ઉપર છે. એમાં લશ્કરી મથક છે.

ટ્રિપટી—પુલીકટ સરોવરની પશ્ચિમે એક પવિત્ર ધામ છે.

આર્નિ—આર્કટની દક્ષિણે છે. એ ઠેકાણે કર્ણાટકના નવાબ ચંદા સાહેબના છોકરા રાજાસાહેબને ૧૭૫૧માં કલાઇવે હરાવ્યો હતો.

ત્રિચીનાપોલી—કાવેરી નદી ઉપર આવેલું છે. એ ઠેકાણે લશ્કરી છાવણી છે.

સાલમ— પનાર અને કાવેરી નદીની વચગાં છે. ૧૭૯૯માં ટીપુ સુલતાન પાસે અંગ્રેજે લીધું.

કોઇંબટુર—સાસાલમની નૈરૃત્ય ખુણામાં છે. ટીપુ મુઆ પછી અંગ્રેજે ૧૭૯૯માં લીધું.

**ઉતાકમાંડ**—કોઇંબટુરની ઉત્તરે એક હવાવાળી ટેકરી છે, જ્યાં ગરમીના દહાડામાં મદ્રાસનો ગવરનર જઇને રહે છે.

**ટ્રાવણકોર**—કોમરીન ભૂશીરની વાયવ્ય ખુણામાં એક દેશી રાજ્ય છે. એમાં એળચી, મરી, ખુન સ.રાં થાય છે.

**ત્રિવાનદ્રમ**—ટ્રાવણકોરના રાજ્યનું મુખ્ય શેહેર છે.

**કવીલોન**—ટ્રાવણકોરના પશ્ચિમ કીનારા ઉપર એક બંદર છે.

**કલિકટ**—મલબારનું મુખ્ય શેહેર. એમાંથી મરી, નાળીએર સાગનું લાકડું વગેરે દેશાવર જાયછે.

**બેપુર**—કલીકટની પાસેછે.

**કોચીન**—મલબાર કોસ્ટ ઉપર બેપુરની દક્ષિણે એક બંદર છે. એમાં મોટાં વહાણો રહેછે.

**ત્રિચુર**—કોચિનનું મુખ્ય શેહેર કોચીનની ઉત્તરમાં છે.

**ટિલિચરી**—બેપુરની ઉત્તર તરફ અરબી સમુદ્રના કીનારા ઉપર બંદર છે.

**કાનાનોર**—ટિલીચરીની ઉત્તરે બંદર છે.

**માંગલોર**—દક્ષિણ કાનરાનું મુખ્ય શેહેર કાનોરની ઉત્તરે છે.

---

## મ્હેસૂર અને કુર્ગ સંસ્થાન.

**મ્હેસૂર**—મ્હેસૂરનું મુખ્ય શેહેર ને એમાં રાજા રહેછે.

**બાંગલોર**—એમાં રેસિડન્ટ અને લશ્કર રહેછે

**સેરિંગાપટમ**—હૈદર અને ટીપુની રાજ્યધાની, કાવેરી નદી ઉપર છે. અંગ્રેજે ૧૭૯૯માં હુમલો કરી એ શેહેર લીધું, ને ટીપુ માર્યો ગયો.

**કુર્ગ**—એ મ્હેસૂરના ચીફ કમિશનરની સત્તા નિચે છે. એમાં એળચી તથા ખુન થાયછે.

**મરકરા**—કુર્ગ પ્રાંતનું મુખ્ય શેહેર.

## હૈદ્રાબાદ અને વરાડ ( બીરાર ) સંસ્થાન.

**હૈદ્રાબાદ**—હૈદ્રાબાદ પ્રાંતની રાજ્યધાની. મુસી નદી ઉપરછે. એમા અંગ્રેજી રેસિડન્ટ રહેછે.

**સિકંદ્રાબાદ** } **બોલારમ** } હૈદ્રાબાદની પાસેછે. એમાં અંગ્રેજી લશ્કરની છાવણીછે.

**બીદર**—મંજીરા નદી ઉપર છે. એ ઠેકાણાનાં સોના રૂપાની કારીગરી વાળાં પીતળનાં વાસણ વખણાય છે.

**ગોવલકોન્ડા**—હૈદ્રાબાદની પાસેછે, એમાં મજબુત કિલ્લોછે, ને એ હીરાની ખાણોને માટે પ્રખ્યાત છે.

**ઓરંગાબાદ**—અસલી સુંદર ઈમારતોને માટે પ્રખ્યાત છે.

**દોલતાબાદ**—ઓરંગાબાદની પાસે છે, ને એમાં મજબુત કિલ્લો છે.

**અસે**—દોલતાબાદના ઈશાણ કોણમાં છે. ૧૮૦૩માં આ ઠેકાણે જનરલ વેલેસ્લિએ મરાઠાને હરાવ્યા.

**ઈલોરા**—દોલતાબાદ પાસે છે. પર્વતમાં કોતરી કાહાડેલાં દહેરાંને માટે પ્રખ્યાત છે.

**જાલના**—ઓરંગાબાદની પૂર્વેછે. એમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

**ઈલિચપુર**—બીરારની અસલી રાજ્યધાની.

**ઉમરાવતી** } **ખાનગામ** } રૂના વ્યાપારને માટે પ્રખ્યાત છે.

## મધ્યપ્રાંતો.

**નાગપોર**—મધ્યપ્રાંતની રાજધાની. રેશમી ધોતી જોડાને માટે પ્રખ્યાત છે.

**કામ્તી**—નાગપોરની ઉત્તરમાં છે. એમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

**ચંદા**—વરધા અને પેનગંગાના સંગમની ઉત્તરે છે.

**જબલપોર**—ઉત્તરમાંછે. એમાં આરસના ડુંગરો છે ને કોલસાની ખાણોછે.

**સાગર**—જબલપુરના વાયવ્ય ખુણામાં છે. એમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

**બરાનપોર**—પશ્ચિમમાં તાપી નદી ઉપર છે.

**રાયપુર**—નાગપુરમાં છે.

**સંબલપુર**—પુર્વમાં મહાનદી ઉપર છે. એ ઠેકાણેથી થોડા હીરા મળે છે.

---

## મધ્યહિંદ એજન્સિના સંસ્થાનો.

એ એજન્સિના બે મોટા ભાગ છે; એક ભાગમાં ગ્વાલિયરનું રાજ્ય અને પ્રાચીન માળવાનો ઘણો ખરો ભાગ છે, અને બીજામાં બુંદેલખંડ માંહેલા દેશી રાજ્યો અને રેવાનું મોટું રાજ્ય છે.

**બુંદેલખંડ**—રેવાની પશ્ચિમેછે.

**રેવા**—બુંદેલખંડનું મુખ્ય શેહેર, અલાહાબાદની દક્ષિણે નગરછે.

**ગ્વાલિયર**—ઉત્તરમાં આવેલું છે. મધ્યહિંદ એજન્સિનું મુખ્ય શેહેર છે.

**જનસી**—ગ્વાલિયરના અગ્નિકોણમાં છે.

**ઉજ્જન**—માળવાની અસલની રાજ્યધાની. દક્ષિણમાં ચંબલ નદીની શાખા સીપ્રા ઉપરછે.

**ઈન્દોર**—હોલકરના રાજ્યનું મુખ્ય શેહેર, ઉજ્જનની દક્ષિણે આવેલું છે. એમાં ગવર્નર જનરલનો એજન્ટ રહેછે.

**મઉ**—ઈન્દોરની દક્ષિણે છે }<br>**નીમચ**—પશ્ચિમમાં છે. } એમાં અંગ્રેજી લશ્કરની છાવણીછે.

**ભોપાલ**—નર્મદાની ઉત્તરે આવેલુંછે. એ ભોપાલની બેગમની રાજ્યધાની છે.

સિહોર—ભોપાલની પશ્ચિમેછે. એમાં પોલિટિકલ એજંટ રહેછે.

---

## રજપૂતાના સંસ્થાનો.

આબુ—ગવર્નર જનરલના એજન્ટનું રહેવાનું મથક છે. એમાં બધાં મળી ૧૮ દેશી સંસ્થાનો છે. તેઓ અજમેર અને મ્હેરવાડાના અંગ્રેજી મુલકની આસપાસ જથાબંધ છે. નીચે જણાવેલા સંસ્થાનોમાં *આવી નીશાનીવાળાં મુખ્યછે.

ઉત્તરમાં વિકાનેર ને અલવડ; પુર્વમાં કિસનગઢ, * જેપુર, * ભરતપુર, ધોળપુર, કિરોલી, ટોંક; દક્ષિણમાં * બુંદી, કોટા, ઝાલાવાડ, પ્રતાપગઢ, વાંસવાડા, ડુંગરપુર, * મેવાડ (ઉદેપુર), ને શિરોહી; પશ્ચિમમાં * મારવાડ (જોધપુર); * ને જસલમીર છે.

---

## પંજાબપ્રાંત.

લાહોર—પંજાબ પ્રાંતની રાજ્યધાની, રાવીનદીના કાંઠા ઉપરછે.

અમ્રિતસર—લાહોરની ઉત્તરે શીખ લોકોનું પવિત્ર શેહેરછે, અને રેશમી લૂગડાંને માટે પ્રખ્યાત છે,

જલન્ધર—સતલજ નદીને કાંઠે ને અમ્રિતસરની અગ્નિકોણમાં છે, એમાં અંગ્રેજી લસ્કરની છાવણી છે.

લુદિઆણા—સતલજ નદીની પાસેછે. એમાં શાલ બનાવવાના કારખાનાં છે,

સોબ્રાઓન—લુદિઆણાની પશ્ચિમ તરફછે. એમાં સર હ્યુ ગોફે ૧૮૪૬માં સીખ લસ્કરને હરાવ્યું હતું.

**અંબાલા**—સતલજ અને જમના નદીની વચ્ચે છે. એની દક્ષિણે થાનેશ્વર છે કે જે મંહમદ ગીજનીએ ૧૦૧૪ માં લૂટયું હતુ.

**સિમલા**—એ સતલજ નદીને કાંઠે ઉંચી હવાવાળી ટેકરી છે, જ્યાં હિંદુસ્તાનનો ગવર્નર જનરલ ગરમીના દિવસમાં જઈ રહેછે.

**દીલ્હી**—જમના નદીના કાંઠાઉપર છે, એ મુગલ રાજ્યની રાજધાની હતી. ૧૮૫૭ના બળવામાં અંગ્રેજે જીતી લીધું. એ શાહજહાં બાદશાહનું બંધાવેલુંછે.

**મુલતાન**—ત્રીંમાખ નદીની ઉત્તરે છે. એ શેહેર જનરલ વીસે હુમલો કરીને ૧૮૪૯ માં લીધું. રેશમી લુગડાં ને શાલની બનાવટને માટે પ્રખ્યાત છે.

**પાનીપત**—દીલ્હીની ઉત્તરે પ્રસિધ્ધ રણક્ષેત્રછે. ૧૧૯૧ માં દીલ્હીના રાજા પૃથુરાજે શાહબુદીન ઘોરીને, ૧૫૨૬માં બાબરે ઈબ્રાહીમ લોદીને, ૧૫૫૬માં અકબરના વજીર બેરામે મહમદ આદીલીના વજીર હેમુને અને ૧૭૬૧માં અહમદશાહ દુરાનીએ મરાઠા સરદાર સદાશીવ ભાઉને હરાવ્યો.

**અટક**—સિંધુ અને કાબુલ નદીના સંગમ ઉપરછે.

**પેશાવર**—આફ્ગાનિસ્તાનની સરહદ આગળ કાબુલ નદીઉપર એ મોટું લશ્કરી મથક છે.

**જેલમ**—જેલમ નદીને કાંઠે આવેલું છે.

**રાવલ પીંડી**—જેલમ અને સિંધુ નદીની વચ્ચે એક લશ્કરી મથક છે.

**મરી**—રાવલ પીંડીના ઇશાન કોણમાં એક હવાવાળી ઉંચી ટેકરી છે.

ગુજરાત—ચીનાબ નદીની પાસેછે. એ ઠેકાણે સીખ લોકોને ૧૮૪૯ માં સર હ્યુ ગોફે હરાવ્યા ને પંજાબ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

કાશ્મિર (શ્રીનગર)—જેલમ નદી ઉપર કાશ્મીરના રાજ્યનું મુખ્ય શેહેર.

લાડક—આગળ ટિબેટનો ભાગ જણાતો હતો પણ હાલમા કાશ્મીરના તાબામાં છે.

લહે—કાશ્મીર પ્રાંતમાં સિંધુ નદીની પાસે લાડકનીરાજ્યધાની છે.

ભાવલપુર—સતલજ અને સિંધુ નદીના ડાબા કાંઠાઉપર નવાબના તાબામાં છે.

પત્યાલા—સીખ લોકોમાં આ મોટામાં મોટું રાજ્ય છે. એ સિવાય જિંડ, નભા, કપરથલા, ફરિદકોટ, અને કલશીઆ, એ પાંચ સંસ્થાનો સીખ લોકોનાંછે, તેમાં પત્યાલા અને કપરથલા શિવાય બધાંએ સતલજની દક્ષિણે સરહિંદમાં છે.

## વાયવ્ય પ્રાંતો.

અલાહાબાદ (પ્રયાગ)—ગંગા અને જમના નદીના સંગમ ઉપર વાયવ્ય પ્રાંતની રાજ્યધાની છે. એમાં વાયવ્ય પ્રાંતનો લેફ્ટેનન્ટ ગવર્નર રહેછે. ગંગા અને જમનાના સંગમ આગળ નહાવું એ હિંદુઓથી પવિત્ર ગણાયલું છે. અલાહાબાદ આગળ બે રેલવે લાઇન મળેછે તેમાંની એક કલકત્તા તરફ અને બીજી પંજાબ અને સિંધ તરફ જાયછે.

કાનપોર—ગંગા નદી ઉપર એ એક લશ્કરી મથક છે ને એ ઠેકાણે નાના સાહેબે ૧૮૫૭ માં અંગ્રેજોની કતલ કરી હતી.

**બનારસ (કાશી)**—ગંગા નદીને કાંઠે છે. એ હિંદુઓની સર્વથી પવિત્ર તીર્થની જગ્યા છે.

**મીરઝાપુર**— કાશીની પશ્ચિમે ગંગા નદી ઉપર રૂના મ્હોટા બ્યાપાર ને ગલીચાની બનાવટને માટે પ્રખ્યાત છે.

**ગાઝીપુર**—ગંગાનદીને કાંઠે છે. આ શહેરમાં લાર્ડ કાર્નવાલીસ ૧૮૦૫માં મરણ પામ્યો હતો.

**આગ્રા**—જમના નદીને કાંઠે છે. એ મોગલ રાજ્યની જુની રાજ્યધાની હતી. એમાં શાહજહાં બાદશાહનો બંધાવેલો "તાજ મેહેલ" છે, તે હિંદુસ્તાનમાં સર્વથી સુંદર ઇમારત ગણાયછે. આગ્રાથી ૭ માઇલ ઉપર સીકંદ્રામાં અકબરની કબર છે.

**મથુરા**—આગ્રાની વાયવ્ય કોણમાં જમના નદીપર આવેલું છે. એ કૃષ્ણની જન્મભૂમી ગણાયછે, ને એની પાસે વ્રિંદાવન આવેલું છે.

**મીરત**—કાળી નદીને કાંઠે એક લસ્કરી મથક છે. એ શહેરમાં દેશી રેજીમેન્ટે ૧૮૫૭ માં પહેલો બળવો કર્યો હતો.

**હરદ્વાર**—ગંગા નદીપર છે. એમાં ઘણા પહાડોછે. ને લોકો જાત્રા કરવા ત્યાં જાય છે.

**રૂરકી**—હરદ્વારની પાસે છે એમાં ઇન્જિનેરનું કામ શીખવાની (મદ્રેશા છે.

**અજમેર**—એ રજપુતાનામાં છે. પણ એ વાયવ્ય પ્રાંતના લેફ્ટેનન્ટ ગવર્નરના તાબામાં છે.

**રોહીલખંડ**—જમના ને ગંગાની વચ્ચે છે.

**બરેલી**—રોહીલખંડમાં મ્હોટું શહેર છે. એમાં ડાંગર પુષ્કળ (થાયછે.

**ગઢવાલ**—એ હિમાલયમાં છે. એમાં ગંગા ને જમનાના મૂળછે.

**રામપુર**—રોહીલખંડમાં આવેલું છે ને નવાબનું રહેવાનું ઠેકાણું છે.

---

## અયોધ્યા પ્રાંત.

**લકનો**—ગોમતી નદીને કાંઠે અયોધ્યાની રાજ્યધાની છે. સને ૧૮૫૭ના બળવાની વખતે અંગ્રેજોએ ઘણી બાહાદુરીથી બળવાખોરોની સામે આ શહેરનો બચાવ કર્યો હતો.

**અયોધ્યા**—( **આઉદ** ) ગોગરા નદીને કાંઠે છે; આ શહેર મનુએ વસાવેલું છે એવું રામાયણમાં કહેલું છે, એમાં રામના પિતા દશરથનું રાજ્ય હતું, ને રામનો જન્મ થયો હતો. ૧૮૫૭માં બળવાની વખતે સર હેન્રી લારન્સે આ શહેરનો બચાવ કર્યો હતો.

**અયોધ્યા પ્રાંતના નીચે પ્રમાણે ૪ ભાગ કર્યાછે.**

**હૈદ્રાબાદ**—પૂર્વમાં ગોગ્રા નદી ઉપર છે.

**સિતાપુર**—વાયવ્ય કોણમાં છે.

**લકનો**—મધ્યમાં છે.

**રાયબરેલી**—દક્ષિણમાં ગોમતી નદીની શાખા ઉપરછે.

---

## બંગાળા પ્રાંત.

એ પ્રાંત લેફ્ટેનન્ટ ગવર્નરના હાથ હેઠળ છે. એમાં શુધ્ધ **બંગાળા**, **બહાર**, **ઓરિસા** ( **ઓઢીઆ** ) અને છોટા **નાગપુર** છે.

**કલકત્તા**—હુગલી નદીના પૂર્વ કીનારાપર બ્રિટિશ હિંદુસ્તાનની રાજ્યધાની છે. એમાં સુંદર ઇમારતો છે અને ભારે વ્યાપાર ચાલેછે. એમાં ફોર્ટ વિલ્યમ નામનો જે મજબૂત કિલ્લો છે તે ૧૬૯૬માં બાંધવામાં આવ્યો હતો. એમાં હિંદુસ્તાનનો ગવર્નર જનરલ શિયાળામાં રહેછે. કલકત્તામાં સાંજના ૬ વાગે છે ત્યારે લંડનમાં બપોર હોય છે.

**અલીપુર**—ફોર્ટ વિલ્યમની દક્ષિણેછે. એમાં બંગાળાનો લેફ્ટે- (નન્ટ ગવર્નર રહેછે,

**બરાકપુર**—કલકત્તાની ઉત્તરે એ એક મોટું લશ્કરી મથકછે.

**નુડયા**—ભાગિર્થી નદી ઉપર છે. એમાં સંસ્કૃત પાઠશાળાછે. મુસલમાનોએ ઈ. સ. ૧૨૦૩માં એ જીત્યું ત્યારે એ બંગાળાની રાજ્યધાની હતું.

**પ્લૅસી**—કલકત્તાની ઉત્તરે ભાગિર્થીના કાંઠાઉપર છે. આ ઠેકાણે કલાઇવે ૧૭૫૭માં બંગાળાના નવાબ સુરાજઉદ દવલાને હરાવ્યો અને બ્રિટિશ રાજ્યની સ્થાપના કરી. [ માટે પ્રખ્યાત છે.

**મુરશીદાબાદ**—ભાગિર્થી નદીને કાંઠેછે. એ રેશમ અને ગળીને

**દાર્જીલિંગ**—એ હવાવાળી ઉંચી ટેકરી છે. એ ઠેકાણે બંગાળાનો લેફ્ટેનન્ટ ગવર્નર ગરમીના દિવસમાં રહેવા જાયછે.

**ડાક્કા**—ગંગા અને બ્રહ્મપુત્રા નદીની વચ્ચે છે.

**હુગલી**—હુગલી નદી ઉપર છે. ( સંસ્થાન હતું.

**ચિન્સુરા**—હુગલી નદી ઉપર છે; એ આગળ ડેન લોકોનું

**ચંદ્રનગર**—ચિન્સુરાની દક્ષિણે ફ્રેન્ચ લોકોનું સંસ્થાન છે.

**સિરામપુર**—હુગલી નદીના કાંઠાઉપર છે. આગળ ડેન લોકોનું સંસ્થાન હતું.

**કટક**—મહા નદીના કાંઠા ઉપર છે.

**પુરી ( જગન્નાથ )**—હિંદુઓનું એક પવિત્ર ધામછે.

**બહાર**—ગંગા નદીની દક્ષિણે છે. ( શહેર છે.

**રાજમહાલ**—ગંગા નદીની પાસે સાંથલ પ્રગણાનું મુખ્ય

**ભાગલપુર**—ગંગા નદી ઉપર છે.

**મોંઘીર**—ગંગા નદીને કાંઠેછે. એમાં લોખંડનાં કારખાનાં છે.

**પટના**—ગંગા નદીને કાંઠે છે. એ કસ્બી લુગડાંની બનાવટને માટે પ્રખ્યાત છે.

ગયા—પટનાની દક્ષિણે બુધ્ધ ધર્મનું પવિત્ર શહેર છે.

---

## આસામ પ્રાંત.

ગૌહાતી—આસામની રાજ્યધાની બ્રહ્મપુત્રા નદી ઉપર છે.

---

## બ્રિટિશ બરમા પ્રાંત.

રંગુન—બ્રિટિશ બરમાની રાજ્યધાની ઇરાવદી નદી ઉપરછે એ ઠેકાણે ચોખા અને સાગના લાકડાનો પુષ્કળ વ્યાપાર ચાલેછે..

પેગુ—પેગુ પ્રાંતની આગલી રાજ્યધાની,પેગુ નદી ઉપરછે.

બેસીન—ઇરાવદીની શાખા ઉપર છે.

પ્રોમ—ઉત્તર તરફ ઇરાવદી નદી ઉપરછે. ૧૮૨૫માં અંગ્રેજ લોકોએ આ શહેર હુમલો કરી લીધું હતું.

આરાકાન—આરાકાન પ્રાંતનું મુખ્ય શહેર છે.

માલેમીન, માર્તાબાન, ટીનાસરીમ } એ તીનાસરીમ પ્રાંતનાં મુખ્ય શહેર છે.

---

## નેપાળ અને ભૂતાનના સ્વતંત્ર સંસ્થાનો.

ખટમંડુ—નેપાળની રાજ્યધાની.

સિકિમ—નેપાળ અને ભૂતાનની વચ્ચે છે.

ટેસિટચુડન—ભૂતાનની રાજ્યધાની. સિકિમની પૂર્વેછે.

**મકવાનપુર**—નેપાળમાં છે. ગુરખા લોકોને ૧૮૧૬માં સર ડેવીદ આકટરલોનીએ હરાવ્યા.

**પુનાખાં**—ભૂતાનમાં છે.

---

## ફિરંગી સંસ્થાનો.

ગોવા ( પનજિમ )-ફિરંગી સંસ્થાનની રાજ્યધાની. અરબી સમુદ્રના કિનારાઉપર છે.

**દમન**—મુંબઈ બેટની ઉત્તરમાં છે.

**દીવ**—કાઠીઆવાડ દ્વિપકલ્પની દક્ષિણે એક બેટ છે.

---

## ફ્રેન્ચ સંસ્થાનો.

**પૉન્ડીચરી**—ફ્રેન્ચ સંસ્થાનની રાજધાની. કર્નાટકની પૂર્વમાં છે.

**કેરિકલ**—કર્નાટકની પૂર્વમાંછે.

**યાનાઉન**—ગોદાવરી નદીના મુખ આગળ છે.

**ચંદ્રનગર**—કલકત્તાની ઉત્તરે હુગલી નદી ઉપર છે.

**મહે**—મલબાર કોસ્ટાપર છે.

---

## હિંદુસ્તાનના પશ્ચિમ અને પૂર્વ કીનારા ઉપર આવેલાં શહેરો.

**કરાંચી; પોરબંદર; ઘોઘા; ખંભાત** ( મહી ); **ભરૂચ** ( નર્મદા ); **સુરત** ( તાપી ); **મુંબઈ; રત્નાગીરી; વિંગોર્લા; પનજિમ અથવા ન્યુ ગોવા; કારવાડ; કુમ્પતા; હોનાવર; માંગલોર; કાનાનોર; ટેલીચરી; કેલીકટ; બેપૂર; પોનાની; કોચીન; અલીપલ્લી; કવીલોન; ટયુટીકોરીન; નીગાપટમ;**

ટ્રાન્કવીબાર; કડાલોર; પોન્ડીચરી; મદ્રાસ; મછલીપટમ, કોરીન્ગા, કાકીન્ડા, વીઝાગાપટમ, બીમલીપટમ, પૂરી અથવા જગનનાથ,બાલાસોર; કલકત્તા ( હુગલી ); ચીટગોન્ગ.

---

# એશિઆ ખંડનું વર્ણન.

**સીમા:**—ઉત્તરે ( આર્કટિક ) ઉત્તર માહાસાગર; પશ્ચિમે યુરલ પર્વત, યુરલ નદી, કાસ્પીયન સમુદ્ર, મારમોરાનો સમુદ્ર, આર્કિપેલેગો,ભૂમધ્ય સમુદ્ર, સ્વેઝનીસંયોગીભૂમી, અને રાતો સમુદ્ર; દક્ષિણે હિંદી માહાસાગર, અને પૂર્વે પાસિફિક માહાસાગર છે.

**વિસ્તાર**—એશિઆખંડની પૂર્વથી તે પશ્ચિમ સુધીની લંબાઇ આસરે ૬૭૦૦ મૈલ છે અને ઉત્તરથી તે દક્ષિણ સુધીની પહોળાઈ આસરે ૫૩૦૦ મૈલછે. એનું ક્ષેત્રફળ આસરે ૧,૭૦,૦૦,૦૦૦ ચોરસ મૈલ છે. એશિઆખંડ સર્વથી મોટા ખંડછે. માણુસ જાતની પેહેલ વહેલી ઉત્પત્તી એશિઆ ખંડમાં થઈ હતી એવું ધારવામાં આવેછે.

એશિઆખંડ સ્વેઝની સંયોગીભૂમીથી આફ્રિકા સાથે અને યુરલ અને કોકેસસ પર્વતોથી યુરોપ સાથે જોડાયલો છે; અને બ્હેરિંગની સામુદ્રધુનિ એને અમેરિકાથી જૂદો પાડેછે.

---

## દેશ.

૧ ટર્કી ઈન એશિઆ—( વિભાગો. એશિઆ માઈનર; સિર્યા; આર્મિન્યા; કુર્ડિસ્તાન અથવા આસિર્યા;

અલજઝીરા અથવા મેસોપોટેમ્યા; ઈરાક અરબી અથવા ખાલડિયા; અને તુર્કી આરબસ્તાન).

૨. આરબસ્તાન ( અરેબીઆ ).

૩. ઈરાન ( પર્ઝીઆ ).

૪. આફ્ગાનીસ્તાન.

૫. બલુચિસ્તાન.

૬. હિંદુસ્તાન (બ્રિટિશ બરમા સહિત ).

૭. સિંહલદ્વીપ. ( સિલોન ).

૮. ઈન્ડયન ચાયના ( ઈસ્ટર્ન પેનિનશુલા ):વિભાગો—અપર ( ઉપલો ) બરમા; આસામ; આનામ; કેમ્બોડિયા; કોચિન ચાઈના અને મલે દ્વીપકલ્પ ).

૯. ચાઈનીઝ એમ્પાયર; ( વિભાગો—ચીન, ટિબેટ, કોરીઆ, મંગોલીઆ, મન્ચુરીઆ, અને ઈસ્ટર્ન તુર્કસ્તાન. )

૧૦. તુર્કસ્તાન.

૧૧. એશિઆઈ રશિઆ(વિભાગો—સાઈબીરિઆ, ટ્રાન્સ કોકેશિઆ અને રશિઆઈ તુર્કસ્તાન ).

૧૨. જાપાન—( યસ્સો, નીફોન, કયુસ્યુ અને સિકોક ) એ બેટો મળીને જાપાન દેશ બન્યોછે.

---

## બેટ.

### આર્કિપેલેગો સમુદ્રમાં આવેલા બેટ.

ચીટીલેની અથવા લેસબોસ, સીઓ, અને સેમોસ.

---

### ભૂમધ્ય સમુદ્રમાં આવેલા બેટ.

સાઈપ્રસ, રોડઝ અને કારપેનથોસ.

---

## ઈરાની અખાતમાં આવેલા બેટ.

બ્હેરીન—આરબસ્થાનની પૂર્વે છે.

ઓર્મઝ }
કિસ્મ } ઈરાનની દક્ષિણે છે.

કર્ક—ઈરાની અખાતની ઉત્તરમાં છે.

---

## હિંદી મહાસાગરમાં આવેલા બેટ.

મુંબઈ }
સાલસેટ } હિંદુસ્તાનની પશ્ચિમે છે.

લકાદીવ }
માલદીવ } હિંદુસ્તાનની નૈરૂત્ય દિશાએ છે.

સીલોન ( લંકા )—હિંદુસ્તાનની દક્ષિણે છે.

આન્ડામન }
નિકોબાર }
મર્ગ્વીબેટો } બ્રિટિશ બરમાની નૈરૂત્ય દિશાએ છે.

પિનાંગ—મલે દ્વીપકલ્પની પશ્ચિમે છે.

સિંગાપોર—મલે દ્વીપકલ્પની દક્ષિણે છે.

---

## પાસિફિક મહાસાગરમાં આવેલા બેટ.

મલેશિઆ અથવા મલે બેટો ( એમાં સમાયલા બેટો—સુમાત્રા, જાવા, બોર્નિઓ સિલિબિસ, મોલાકાસ અથવા મસાલાના બેટો અને ફિલિપાઈન બેટો.

**હેનાન**—ચિનની દક્ષિણે છે.

**મકાઉ** }
**હાંગકોંગ** } ચીનની દક્ષિણે **કંટાન** નદીના મુખ આગળ **છે.**

**ફારમોસા**—ચીનની પૂર્વે છે.

**લુચ્યુબેટો**—ચીનની ઇશાન દિશાએ છે.

**જાપાન બેટો** ( એ નિપ્પોન, યસ્સો, ક્યુસ્યુ, અને સિકોક બેટા મળીને બનેલા છે). (વચ્ચે છે.

**સગેલ્યન**—ટારટરીનો અખાત અને ઓકોટસ્કના સમુદ્રની

**ક્યુરિલબેટો**—સાઇબીર્યાની પૂર્વે કામસચાટકાના દ્વિપકલ્પની દક્ષિણે છે.

**એલ્યુશન**—કામસ્ચાટકા અને અમેરિકાની વચ્ચેછે.

---

## ઉત્તર મહાસાગરમાં આવેલા બેટ.

**લિએકોવ** અથવા **ન્યુ સાઇબીર્યા**—સાઇબીર્યાની ઉત્તરે છે.

---

## દ્વીપકલ્પ.

**એશિઆમાઇનર**—કાળા અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચે છે.

**આરબસ્તાન**—લાલસમુદ્ર અને અરબી સમુદ્ર, ને ઇરાની અખાતની વચ્ચે છે.

**હિંદુસ્તાન**—અરબીસમુદ્ર અને બંગાળાના ઉપસાગરની વચ્ચે.

**કાઠીઆવાડ**—કચ્છ અને ખંભાતના અખાતની વચ્ચે છે.

**મલે**—બંગાળાનો ઉપસાગર અને સિઆમના અખાતની વચ્ચે.

**કોરીઆ**—મંચુરિઆની અગ્નિ કોણમાં અને પીળા ને જાપાની સમુદ્રની વચ્ચે છે.

**કામસચાટકા**—સાઇબીરીયાની પૂર્વે છે.

---

## સંયોગી ભૂમી.

**સ્વેઝની સંયોગી ભૂમી**—એશિઆને આફ્રિકા સાથે જોડેછે, અને રાતો સમુદ્ર તથા ભૂમધ્ય સમુદ્રને જુદા પાડેછે.

**ક્રોની સંયોગી ભૂમી**—મલે દ્વીપકલ્પને સિઆમ સાથે જોડેછે, અને સિઆમ તથા બંગાળાના ઉપસાગરને જુદા પાડેછે.

---

## ભૂશિર.

**બાબા**—એશિઆમાઇનિરની વાયવ્ય દિશાએ છે.

**રાશલહેડ**—આરબસ્તાનની અગ્નિકોણમાં છે.

**કોમોરીન**—હિંદુસ્તાનની દક્ષિણે છે.

**ડનડ્રા હેડ**—સિંહલદ્વીપની દક્ષિણે છે.

**નીગ્રેસ**—પેગુની અગ્નિ કોણમાં છે.

**રોમાનિયા**—મલેદ્વીપકલ્પની દક્ષિણે છે.

**કેમબોડયા**—કોચીન ચાઇનાની દક્ષિણે છે.

**કિંગ**—જાપાનની પૂર્વે છે.

**લોપાટકા**—કામસ્ચાટકાની દક્ષિણે છે.

**ઈસ્ટકેપ** ( પૂર્વ ભૂશિર ) બ્હેરિંગની સામુદ્રધુનિની પાસે છે.

**સીવેરો અથવા નોર્થ ઈસ્ટ કેપ**—સાઇબીરીયાની ઉત્તરે છે.

---

## પર્વત.

**કોકેસસ**—કાળા અને કાસપીઅનસમુદ્રની વચ્ચે છે.
**શિખર—અલબર્ઝ.**

**તૌરસ**—એશિઆ માઇનરમાં છે.

**લેબેનન**--સિરીઆમાં છે.

**એરેરાટ**—આર્મેન્યામાં છે.

**અલબર્ઝ**—ઇરાનની ઉત્તરે છે. **(શિખર) દીમાવંડ.**

**પેરોપેમિસસ** } આફ્ગાનિસ્તાનની ઉત્તરેછે.
**હિંદુકુશ** }

**સૂલિમાન**—આફ્ગાનિસ્તાન અને હિંદુસ્વાનની વચ્ચે છે.
**(શિખર)—તખ્તિસુલિમાન.**

**હાલા**—બલૂચિસ્તાન અને હિંદુસ્તાનની વચ્ચે છે.

**હિમાલય**—હિંદુસ્તાનની ઉત્તરે છે.

**કારાકારમ**—કાસ્મીરની ઉત્તરે છે.

**અરેવલી**—રજપૂતાનામાં છે. **(શિખર)—આબુ.**

**વિંધ્યા** } મધ્ય હિદુસ્તાનમાં છે.
**સાતપુડા** }

**પશ્ચિમઘાટ** }
**પૂર્વઘાટ** } દક્ષિણ હિંદુસ્તાનમાં છે.
**નીલગરી** }

**આડમ ટેકરી** } સિંહલદ્વીપમાં છે.
**પેડ્રાટેલાગાલા** }

યેનલિંગ
નેનલિંગ } ચીનમાં છે.
પુલિંગ

કવેનલન—ટિબેટ અને ઇસ્ટર્ન તુર્કસ્તાનની વચ્ચે છે.
બોલોર—તુર્કસ્તાન અને ઇસ્ટર્ન તુર્કસ્તાનની વચ્ચે છે.
થીએનશાન—ઇસ્ટર્ન તુર્કસ્તાન ને સાઇબીર્યાની વચ્ચે છે.
આલટઈ—સાઇબીર્યાની દક્ષિણે છે.



## સમુદ્ર, અખાત અને ઉપસાગર.

કાળો સમુદ્ર—ટર્કી ઇન એશિઆની ઉત્તરે છે.
મારમોરાનો સમુદ્ર—એશિઆ માઇનરની વાયવ્ય દિશાએ છે.
ઈજયન સમુદ્ર અથવા આર્કિપેલેગો—એશિઆમૈનરની પશ્ચિમેછે.
ભૂમધ્ય સમુદ્ર—ટર્કી ઇન એશિઆના સીર્યાની પશ્ચિમે છે.
રાતો સમુદ્ર—આરબસ્તાનની પશ્ચિમે છે.
એદનનો અખાત—આરબસ્તાનની દક્ષિણે છે.

ઓમાનનો અખાત
ઈરાની અખાત } આરબસ્તાન ને ઇરાનની વચ્ચેછે.

અરબી સમુદ્ર—હિંદુસ્તાન અને આરબસ્તાનની વચ્ચે છે.

કચ્છનો અખાત
ખંભાતનો અખાત } હિંદુસ્તાનની પશ્ચિમે છે.

મનારનો અખાત—હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે છે.
બંગાળાનો ઉપસાગર—હિંદુસ્તાન અને ઇસ્ટર્ન પેનિન-શુલાની વચ્ચે છે.

**માર્ટાબાનનો અખાત**—બ્રહ્મદેશની દક્ષિણે છે.
**સીઆમનો અખાત**—સીઆમની દક્ષિણે છે.
**ટોનકીનનો અખાત**—ઇસ્ટર્ન પેનિનશુલાની ઇશાન કોણમાં છે.
**ચીનાઈ સમુદ્ર**—ચીનની દક્ષિણે છે.
**પીળો સમુદ્ર**—ચીન અને કોરીઆની વચ્ચે છે.
**જાપાની સમુદ્ર**—જાપાનની પશ્ચિમે છે.
**ટારટરીનો અખાત**—સગેલ્યન બેટ અને સાઇબીરીયાની વચ્ચેછે.
**ઑકોટસ્કનો સમુદ્ર**—સાઇબીરીયા ને કામસ્ચાટકાની વચ્ચેછે.
**કામસ્ચાટકાનોસમુદ્ર**—કામસ્ચાટકાનો દ્વિપકલ્પ ને અમેરિકાની વચ્ચે છે.
**બ્હેરીંગનો સમુદ્ર**—એશિઆ અને ઉત્તર અમેરિકાની વચ્ચેછે.
**અનાદીરનો અખાત**—સાઇબીરીયાની ઇશાન કોણમાં છે
**ઓબીનો અખાત**—સાઇબીરીયાની ઉત્તરે છે.

---

## સામુદ્રધુનિ.

**બૉસ્પરસ (કોનસ્ટેન્ટિનોપલ )**—કાળા અનેમારમોરાના સમુદ્રને જોડેછે.
**ડાર્ડેનલ્સ ( હૅલેસપોન્ટ )** મારમોરાનો સમુદ્રઅને આર્કિપેલેગોને જોડેછે.
**બાબલ માન્ડૅબ**—રાતો સમુદ્ર અને એડનના અખાતને જોડેછે.
**ઑરમઝ**—ઓમાનનોઅખાત અને ઇરાનીઅખાતને જોડેછે.
**પાક**—હિંદુસ્તાન ને સીલોનની વચ્ચે છે.
**મલાક.**—સુમાત્રા અને મલે દ્વિપકલ્પની વચ્ચે છે.
**સન્ડા**—સુમાત્રા અને જાવાની વચ્ચે છે.

**મકાસર**—બોરન્યો અને સિલેબિસની વચ્ચે છે.
**કોરીઆની ખાડી**—કોરીઆ અને જાપાનની વચ્ચેછે.
**સંગર**—નિફોન અને યસ્સોની વચ્ચેછે.
**લેપરૂસ**—યસ્સો અને સગેલ્યનની વચ્ચે છે.
**બહેરીંગ**—એશિઆ અને ઉત્તર અમેરિકાની વચ્ચે છે.

---

## સરોવર.

**વાન**—આર્મીન્યામાં છે.
**મૃત્ય સરોવર ( ડેડસી )**—સીર્યામાં છે.
**ઉરૂમ્યા**—ઇરાનના ઈશાન કોણમાં છે.
**કાસ્પીઅન સમુદ્ર**—ઇરાનની ઉત્તરે છે.
**હામૂન અથવા સીસ્ટન સરોવર**—આફ્ગાનિસ્તાનમાં છે.
**એરલ સરોવર**—રશિઅન તુર્કસ્તાનમાં છે.

**રાવન સરોવર**
**માન સરોવર**
**ટેન્ગ્રીનોર સરોવર**
**પાલ્ટી સરોવર.**
} ટીબેટમાં છે.

લોબનોર સરોવર—ઇસ્ટર્ન તુર્કસ્તાનમાં છે.

**બૈકલ સરોવર**
**બાલકશ સરોવર**
} સાઇબીર્યાની દક્ષિણમાં છે.

---

## નદીઓ.

**યુફ્રેટિસ અને ટાઇગ્રીસ**—ટૌરસ પર્વતમાંથી નીકળીનેટરકી-ઇન એશિઆમાંના દક્ષિણ ભાગમાં બન્ને જોડાઈ જઇને શેટઅલ-અરબ નામ ધારણ કરી ઇરાની અખાતમાં પડેછે.

**જોર્ડન**—લેબનન પર્વતમાંથી નીકળી સીર્યામાં વહીને મૃત્ય સરોવરને મળેછે.

**કબુલ**—કાબુલ પ્રાંતમાંથી વહીને સિંધુનદીને મળે છે.

**હેલમન્ડ**—હિંદુકુશ પર્વતમાંથી નીકળીને આફ્ઘાનીસ્તાનમાં વહે છે, અને હામુન સરોવરને મળેછે.

**બ્રહ્મપુત્રા**—
ગંગા—
મહાનદી—
ગોદાવરી—
કૃષ્ણા—
કાવેરી—
} હિંદુસ્તાનમાં વહીને બંગાળાના ઉપસાગરમાં પડેછે.

**સિંધુ**—( ઇન્ડસ ) હિંદુસ્તાનના વાયવ્ય ખુણામાં વહેછે અને [ અરબી સમુદ્રને મળેછે.

**સાબરમતી**—
મહી—
નર્મદા—
તાપી—
} હિંદુસ્તાનમાં વહેછે ને ખંબાતના અખાતને મળેછે.

**ઈરાવદી**—બરમામાં વહેછે ને બંગાળાના ઉપસાગરને મળેછે.

**મીનામ**—સીઆમમાં વહેછે, ને સીઆમના અખાતને મળેછે.

**મીકાંગ અથવા કેમ્બોડયા**—ઇન્ડિયન ચાઇનામાં વહેછે ને ચીનાઈ સમુદ્રને મળેછે.

પીહો
હોઆંન્ગહો
યેંગસીક્યેંગ.
કેન્ટોન—
} ચીનમાં વહેછે ને પાસિફિક મહાસાગરને મળેછે.

**આમુર અથવા સગેલ્યન**—મંગોલ્યા અને એશિઆટિક રૂશિઆની વચ્ચે વહેછે ને આમુરના અખાતને મળે છે.

**યારકન્ડ**—હિંદુકુશ પર્વતમાંથી નિકળીને પૂર્વ તુર્કસ્તાનમાં વહેછે ને લોબનોર સરોવરમાં પડે છે.

**આમુદેરીઆ થવા ઑકસસ**—હિંદુકુશ પર્વતમાંથી નીકળી તુર્કસ્તાન અને રશિઅન તુર્કસ્તાનમાં વહીને એરલ સમુદ્રને મળેછે.

**કુર**—ટૌરસ પર્વતમાંથી નીકળી ટ્રાન્સકોકેશિઆમાં વહીને કાસ્પીઅન સમુદ્રને મળેછે.

**સરદેરિઆ** અથવા **જેકઝારટીસ**—થીએનશન પર્વતમાંથી નીકળી રશિઅન તુર્કસ્તાનમાં વહેછે ને લોબનોર સરોવરમાં પડે છે.

**યુરલ**—યુરલ પર્વતમાંથી નીકળીને સાઇબીરીઆના પશ્ચિમ ભાગમાં વહેછે ને કાસ્પીઅન સમુદ્રને મળેછે. (ત્તર મહાસાગરમાં પડેછે.

**ઓબી**—આલટાઇ પર્વતમાંથી નીકળી સાઇબીર્યામાં વહીને ઉ-

**એનીસી**—મંગોલ્યામાં કોશગલ સરોવરમાંથી નીકળી સાઇબીર્યામાં વહીને ઉત્તર મહાસાગરમાં પડેછે. (મહાસાગરમાં પડેછે.

**લીના**—બૈકલ સરોવર પાસે બૈકલ પહાડમાંથી નીકળી ઉત્તર

**ઓલેનેક**— લીના નદીની પશ્ચિમે આવેલીછે ને ઉત્તર મહાસાગરમાં પડેછે.

---

## ટર્કીઇન એશિઆ.

**સ્મીર્ના**—ટર્કી ઇન એશિઆની રાજ્યધાની અને એશિઆ માઇનરનું મુખ્ય શહેર છે.

**સ્કુટરી**—બૉસપરસની સામુદ્રધુનિની પાસે છે.

**બ્રુસા**—કૉનસ્ટાનટીનોપલની દક્ષિણે છે.

**એન્ગોરા**—બ્રુસાની પૂર્વ તરફ આવેલું છે.

**અલેપ્પો**—સીર્યાની ઉત્તરે વ્યાપારનું મુખ્ય મથક છે.

**એનટિયોચ**—અલેપ્પાની પશ્ચિમ કીનારા ઉપર છે.

**બેરૂટ**—સીર્યાના પશ્ચિમ કીનારા ઉપર છે.

**દમાસકસ**—બેરૂટનની પૂર્વે સીર્યાનું મુખ્ય શહેર છે. એ દુનીઆમાં સર્વથી જુનું શહેર ગણાયછે.

**એકર**—બેરૂટની દક્ષિણે છે.

**પેલેસ્ટાઈન**—સીર્યાનો નૈરૃત્ય કોણનો ભાગ છે.

**જેરૂસલમ**—મૃત્યુ સરોવરની વાયવ્ય કોણમાં પેલેસ્ટાઇનનું મુખ્ય શહેર છે એ ખ્રિસ્ટી અને યાહુદી ધર્મનું પવિત્ર શહેર ગણાતું હતું.

**મોસલ**—ટાઇગ્રીસ નદીઉપર આવેલુંછે.

**બગદાદ**—કુર્દિસ્તાનનું મુખ્ય શહેર એ ટાઇગ્રીસનદી ઉપર છે.

**હીલ્લા**—બગદાદની દક્ષિણે યુફ્રેટીસ નદીઉપર આવેલુંછે.

**બસરા**—શેત-ઍલ-ઍરબ નદીઉપર એ વ્યાપારનું મુખ્ય મથક છે.

**સાઈનોપ**<br>**ટ્રેબિઝોન્ડ** } કાળાસમુદ્ર ઉપર બંદરો છે.

**અર્ઝરૂમ**—આર્મીન્યાનું મુખ્ય શહેર છે.

**બિટલીસ**<br>**વેન** } વાન સરોવર ઉપર છે.

---

## આરબસ્તાન.

**મક્કા**—આરબસ્તાનની રાજ્યધાની અને મુસલમાન લોકોનું પવિત્ર શહેર છે, એમાં પેગંબર મહંમદ જનમ્યો હતો.

**જિદ્દા**—લાલુસમુદ્ર ઉપર એ એક બંદર છે.

**મદીના**—મક્કાની ઉત્તરેછે. એમાં મહંમદની ઘોર છે.

મુખા—બાબલમાન્ડેબની સામુદ્રધુનિની પાસે એક બંદરછે, એમાં બુન સારાં થાય છે.

એદન—આરબ્બસ્તાનના દક્ષિણ કીનારા ઉપર છે, એ અંગ્રેજ સરકારને તાબેછે.

મસ્કત—ઓમેનના અખાતના કીનારા ઉપર છે.

રીએદ—આરબસ્તાનના વચલા ભાગમાં છે.

---

## ઇરાન.

તહેરાન—ઇરાનની રાજ્યધાની, એ ઇરાનમાં ઉત્તરે આવેલુંછે.

ટાબ્રિજ—ઉરૂમ્યા સરોવરની પૂર્વે વ્યાપારનું એક મથક છે.

ઈસ્ફાન—તહેરાનની દક્ષિણે, ઇરાનની આગળી રાજ્યધાની છે.

યજડ—ઇરાનના મધ્યમ ભાગમાં આવેલું છે.

કરમન—યજડની અગ્નિ કોણમાં આવેલું છે.

મેશદ—ઇરાનના ઈશાન કોણમાં છે.

શિરાઝ—ઇરાની અખાતની પૂર્વમાં છે. ને એમાં દારૂ સારો થાય છે.

બુશાયર—ઇરાની અખાત ઉપર એ એક બંદર છે.

રેશ્ટ<br>આસ્રાબાદ } કાસ્પીઅન સમુદ્ર આગળ છે.

---

## આફગાનિસ્તાન.

કાબુલ—આફગાનીસ્તાનની રાજયધાની, કાબુલ નદી ઉપર છે.

જલાલાબાદ—કાબુલની પુર્વે તરફ આવેલું છે.

ગીઝની—કાબુલની નૈરૂત્ય દિશાએ છે.
કંદહાર—હેલમન્ડ નદીની શાખા ઉપરછે.
હેરાટ—આફ્ગાનિસ્તાનની પશ્ચિમ હદ આગળ છે.

---

## બલુચિસ્તાન.

કેલાટ—બલુસ્તાનની રાજ્યધાની.
ક્વેટા—બલુચિસ્તાનની ઉત્તરમાં આવેલું છે.
કેજ—બલુચિસ્તાનના દક્ષિણ ભાગમાં છે.

---

## સિંહલદ્વીપ (લંકા અથવા સીલોન).

કોલમ્બો—સીલોનની રાજ્યધાની લંકાની પશ્ચિમે છે.
ગાલી—સીલોનની દક્ષિણે છે.
બેટીકેલો }
ટ્રિન્કોમાલી— } સીલોનની પૂર્વે છે.
કુરની ગાલ—પશ્ચિમ ભાગમાં છે.
કાન્ડી—સીલોનની. આગલી રાજ્યધાની મધ્ય ભાગમાં છે.

---

## ઈનડચન ચાઈના.

માન્ડલે—બરમા પ્રાંતની રાજ્યધાની—ઈરાવદી નદી ઉપર છે.
બરમા પ્રાંત અંગ્રેજ સરકારે ૧૮૮૫માં લીધું.

અમરાપુરા }
આવા } બરમાની આગલી રાજ્યધાની ઈરાવદી નદી ઉપર છે.

**બાન્કોક**—સીઆમ પ્રાંતની રાજ્યધાની, મીનામ નદી ઉપર છે.
**હ્યુએ**—આનામ પ્રાંતનું મુખ્ય શેહર છે.
**સઇગોન**—ફ્રેન્ચ લોઅર કોચીન ચાઈનાની રાજ્યધાની છે.
**મલાકા**—મલાયા દ્વિપકલ્પના દક્ષિણ ભાગમાં છે.
**સિંગાપોર**—સિંગાપોર બેટમાં છે.

---

## ચાઈનીઝ એમ્પાયર.

**પેકીન**—ચીનની રાજ્યધાની; પીહો નદી ઉપર છે.
**નાનકીન**—યાંગસીક્યાંગ નદી ઉપર છે.
**કેન્ટોન**—કેન્ટોન નદી ઉપર એક બંદર છે.
**અમોય** / **ફુચુ** } ફૉરમોઝા ટાપુની સામે એ બંદરો છે. [ એક મ્હોટું
**સંગાઈ**—યાંગસી ક્યાંગ નદીના મુખ આગળ બંદર છે.
**કીંગકીટેઓ**—કોરીઆનું મુખ્ય શહેર છે.
**કોરીન ઓલા**—મન્ચુરીઆનું મુખ્ય શહેર છે.
**ઉરગા**—મંગોલ્યાનું મુખ્ય શહેર બૈકલ સરોવરની દક્ષિણમાં છે.
**યારકંદ**—ઇસ્ટર્ન તુર્કસ્તાનનું મુખ્ય શહેર યારકંદ નદી ઉપર છે.
**કાશગર**—ઇસ્ટર્ન તુર્કસ્તાનના પશ્ચિમ ભાગમાં છે.
**ખોટન**—ઇસ્ટર્ન તુર્કસ્તાનના દક્ષિણ ભાગમાં આવેલું છે.
**લાસા**— ટિબેટનું મુખ્ય શહેર બ્રહ્મપુત્રા નદી ઉપર છે.

---

## તુર્કસ્તાન.

**બોખારા**—તુર્કસ્તાનની રાજ્યધાની, ઓકસસ નદીની પાસેછે.
**ખીવા**—ઓકસસ નદી ઉપર છે.

## રશિઆ-ઈન-એશિઆ.

**તોબોલસ્ક**—સાઇબીરીયાનું મુખ્ય શહેર, ઇરતીશ નદી ઉપર છે.
**ઈર્કુટસ્ક**—બૈકલ સરોવરની પાસે એનીસી નદી ઉપર છે.
**કિઆખ્તા**—બૈકલ સરોવરની દક્ષિણે છે.
**ટાશકન્દ**
**ખોકન** } સરદેરીઆ નદીની પાસે આવેલાં છે.
**સમરકન્ડ**...રશ્યન તુર્કસ્તાનના દક્ષિણ ભાગમાં છે.
**ટિફ્લિસ**...ટ્રાન્સ કોકેશિઆનું મુખ્ય શહેર કર નદી ઉપર છે.

---

## જાપાન.

**ટોકિઓ અથવા યદ્દો**—જાપાનની રાજ્યધાની. નીફોન બેટમાં છે.
**યોકોહામા**—નીફોનમાં યદ્દોની પાસે એક બંદર છે.
**નેગેસ્કિ**—ક્યુસ્યુ ટાપુમાં છે.

---

## એશીઆની નદીઓ અને તેપર આવેલાં મુખ્ય શહેર.

યુફ્રેટીસ............. હિલ્લા.
ટાઈગ્રિસ.............બગદાદ અને મોસલ.
શેત-અલ-આરબ.... બસરા.
કાબુલ............. કાબુલ, જલાલાબાદ અને પેશાવર.
હેલમદનીશાખા. ... કંદહાર. [ અથવા લાડક.
સિંધુ.............. કોત્રી, હૈદ્રાબાદ, હાલા, સક્કર, અટક, લેહ

જેલમ...............શ્રીનગર અને જેલમ.
ચીનાબ............ ગુજરાત.
રાવી.............. લાહોર.
સતલજ........... સીમલા, લુદીઆના, જલંદર, સોબ્રાઓન,
ફીરોજપોર અને ભાવલપોર.

ત્રીમાબ............મુલતાન.
સાબરમતી......... અમદાવાદ.
મહી............... ખંભાત.
નર્મદા............ ભરૂચ.
તાપી............ સુરત.
બ્રહ્મપુત્રા......... લાસા અને ગવહાટી.
હુગલી............ હુગલી.
જમના............ દિલ્હી, આગરા, મથુરાં અને કાલ્પી.
ગંગા............ મીરત, અલીઘર, કાનપોર, મીરજાપોર, બ-
નારસ, ગાઝીપોર, પત્ના. અને મોંઘીર.

ગંગા અને જમનાનાસંગમપર...... ...અલ્હાબાદ. ( પ્રયાગ ).
ગોમતી............ લકનો.
ઘોઘરા............. આઉદ, અને ફૈઝાબાદ.
મહાનદી............કટક.
પનાર............ નેલોર.
પલાર............ આર્કટ અને વેલોર.
દક્ષિણપનાર........ કદાલોર.
કાવેરી............માઇસોર, સીરીંગાપટમ અને ત્રિચીનાપોલી.

ઇરાવદી............માનડલે, અમરપુરા, આવા, પ્રોમ, બેસીન અને રંગુન.

મીનામ............ બાંગકોક.

કેન્ટોન............ કેન્ટોન.

યેંગ સી કયાંગ......નાનકીન.

પીહો............ પેકીન.

યારકન્ડ............ યારકન્ડ.

સરદેરીઆ......... તાશકન્ડ અને ખોકન.

ઓબી............ તોમસ્ક.

ઇરટિસ............ તોબોલસ્ક, ઓમસ્ક.

એનીસી............ ઇરકતસ્ક.

યુરલ............... ઓરેનબર્ગ.

કુર.................તિફ્લિસ.

---

